શ્રી મોરબી સાહિત્ય કલામંદિર

નું

ત્રીજું ઐતિહાસીક કલાપુષ્પ

# પરદેશીના પગલે

[ દ્વીઅંકી નાટક ]

મૂલ્ય સવા રૂપિયો



દિગ્દર્શક:—
જગતરામ વી. ભટ્ટ

સંગીત દિગ્દર્શક:—
શાન્તિરામ એ. કુણાવત્રી
( જેતપુરવાલા )

લેખક:—
કવિશ્રી કિશોર વેદ



અર્પણ

સત્ સમરાંગણના લડવૈયા, સ્વતંત્ર ભારતના ઘડવૈયા

સ્વ. રાષ્ટ્રપિતા

# પુજ્ય બાપુજીને

# અમારો ઉદ્દેશ

---

વિશ્વની સુંદરતા મહાલયો, જળાશયો અને રસ્તાઓમાં નથી... મનુષ્યની સુંદરતા, શારીરિક વિકાસ, સુગંધી અત્તરો વગેરેથી નથી ઓપતી.

સાહિત્ય અને કલાની ન્યૂનતા સુંદરતાને ઝાંખી પાડે છે. ભારતવર્ષ સાહિત્ય અને કલામાં મોખરે છે. મહાન સમ્રાટો અને સાધારણ વ્યક્તિઓએ શૃંગાર, વૈરાગ્ય અને ભક્તિરસથી સાહિત્યનાં પાન કરાવ્યાં છે. ભર્તૃહરિ...મીરાં અને નરસિંહ હજુ પણ ભૂલાયાં નથી. આજકાલના લેખકો યા કહેવાતા કવિઓ સીનેમા ઢબે પોતાની કલમને સંતાપે છે.

મોરબી સાહિત્ય કલા મંદિરના સંચાલકો જેમાં સાહિત્ય રસિક વ્યક્તિઓ તનમનથી ઊંડો રસ લઈ રહેલ છે તેઓનો ઉદ્દેશ—આજની યુવાન પ્રજામાં સાહિત્યના શુદ્ધ વિચારોનું સિંચન થાય અને એ સિંચનને પરિણામે સુમધુર ફળો કલા રસિક જનતાને ચાખવા મળે એવો છે! મનુષ્યની મુચ્છા અધિક કરવાની હોય છે સાહિત્ય મંડળે મોરબીની જનતા સમક્ષ છેલ્લી વસ્તુ "રણ કેસરી" રજુ કરી, શૌર્યની પરંપરા, સ્વાધિનતાની પ્રચંડ ખૂમનો જાગતો જવાબ માગવાની જાહેર હિંમત પ્રજામાં જગાવી!

વિશેષ રસમય વાનીઓ પીરસવાની મહત્ત્વાકાંક્ષા ઉદ્ભવી. મંડાણ થયાં. નિશાન ડંકા અને નોબતો ગડગડી. પ્રતિસ્પર્ધીઓ હસી ઉઠ્યા. કલાહીન કવિઓએ કલ્પાંત શરૂ કર્યો. સાહિત્ય શોખીન શાયરોએ શાંતિ અનુભવી...પણ ખરું ક્યારે? નાની...છાની...પણ સબળ સાહિત્ય સંસ્થાએ "પરદેશીના પગલે"ની વસ્તુ રજુ કરવાની વિચારણા વહેતી મૂકી...

મંડળનો ઉદ્દેશ સફળ થાય તેમાં મોરબીના નાગરિકોની સહાનુભૂતિ જોઈએ તેવી છે અને રહેશે જ! કવિ કથા લખી જાય પણ પોષનાર "પ્રાણ" તો જોઈએ. આ કાર્યમાં સલાહ તથા સેવા અર્પણ કરનાર શ્રીયુત પ્રાણલાલ ચુનિલાલ મહેતા તથા અન્ય સદ્ગૃહસ્થોનો ઉપકાર માનવાની તક લઈ કલા રસિક જનતાની સમક્ષ વધુ કલામય વસ્તુ રજુ કરવાનો અમારો ઉદ્દેશ પાર પડે એવું જગતનિયંતા પાસે માગીએ છીએ.

શ્રી મોરબી સાહિત્ય કલા મંદિર

મોરબી<br>તા. ૧-૪-૪૮

પ્રમુખ<br>પરશોતમદાસ પંડ્યા<br>પ્રકાશન અધિકારી<br>હરિલાલ ભટ્ટ



# લેખકનું નિવેદન



સાહિત્ય, સંગીત અને કલા માનવ જીવનમાં મુખ્ય ભાગ ભજવે છે. નાટકશાળા એ જનસમાજને ઘડવાની સાચી નિશાળ છે. કવિ અને કલાકાર અંધકારમાં આથડતા અજ્ઞાનીઓનો જ્ઞાન દિપક છે. મોહમાર્ગમાં ભાન ભૂલી ભટકતા માનવીઓનો માર્ગદર્શક-સમાજનો સેવક છે.

શ્રી મોરબી સાહિત્ય કલા મંદિરની-સ્થાપનાને આજે પુરાં બે વર્ષ થાય છે. "શ્રીમંતોની સૃષ્ટી" અને "રણ કેસરી" રજુ કર્યા બાદ "પરદેશીના પગલે" એ એક અમારૂં સાહસિક પગલુંજ છે. તેમાં રહેલી ક્ષતિઓ માટે માર્ગદર્શન કરવાનું કાર્ય તો અવલોકન-કારોનું છે. પોતાનાજ મિત્રો તથા ભાઈઓ ગણી યોગ્ય સૂચનો થશે તો સંસ્થા અને હું જરૂર તેનું પાલન કરીશું. મનુષ્યની મહત્તા બીજાને મહાન બનાવવામાં સમાયેલી છે. જન્મીને કોઈ મહાન નથી બલવાન નથી, સંસારના અનુભવે અને મનુષ્યના સાથ વડેજ સહુ ઘડાય છે. એક બીજાનાં પીઠબળે મહાન કાર્ય પણ સામાન્ય બની રહે છે. જ્યારે સાથના અભાવે સરળ કાર્ય પણ અઘરૂં બની જાય છે, એટલે સાથ હશે તો સફળતા હશે અને સફળતા હશે તો આપો આપ સ્ફૂર્તિ આવી જ જશે...દરેક કલાપ્રિયના સાથની આશા હું અને સંસ્થા હરપળે રાખીશું.

તા. ૧-૪-૪૮



કિશોર વેદ કવિ
લખધીરવાસ
મોરબી.

સંસ્થાના પ્રમુખ



શ્રીયુત પરસોતમદાસ પંડ્યા

નાટ્યલેખક



કવિ શ્રી કિશોર વેદ

ઉપપ્રમુખ



શ્રીયુત રામજીભાઈ પરમાર

# પરદેશીના પગલે



## પાત્ર પરિચય

બલરાજ: ... વિજયનગરનો મહારાજા

ગોપાલ: ... બલરાજનો નાનો ભાઈ

વિશ્વંભરનાથ: ... એક વૃદ્ધ જમીનદાર

ભૈરવનાથ: ... મહાકાલનો મહંત

રાઘવ: ... દેશદ્રોહી કિસાન

રસ્કીન: }<br>સીન્ટો: } ... પરદેશી મહેમાનો

સાલમીન: ... બલરાજનો વફાદાર જમાદાર

રાજુ: ... રાઘવનો બંડખોર બેટો

માધવ: ... બલરાજનો યુવરાજ

ભારતી: ... મહારાણી

ગીતા: ... વિશ્વંભરનાથની પુત્રી. ગોપાલની પ્રેયસી

સુરા: ... પરદેશી કાળી વાદળી

તે સિવાય સૈનિકો, પ્રજાજનો વિગેરે.

# પરદેશીના પગલે

## મંગલાચરણ

(રાગ—નંટકેદાર)

તાલ—ધ્રુપદ

જય જય જાહ્નવી ધર હર હર હર,
મહાકાલ જય જય શિવ શંકર...જય.
પાપ વિમોચન દેવ ત્રિલોચન,
અલખ નિરંજન ભૈરવ ભય હર...જય.
વાર વાર વંદન ત્રિપુરારી,
જટાધારી જય જગ જોગંદર...જય.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—કૃષ્ણા નદીનો કિનારો. સમય—સૂર્યોદય પહેલાનો પ્રાતઃકાળ.

(નદી કિનારે પુષ્પવાટિકામાં નૃત્ય કરતી કરતી ગીતા પુષ્પો ચૂંટી રહી છે. એક વૃક્ષ પર બેસી ગોપાલ બંસરી બજાવે છે પ્રેમપંથના મસ્ત પ્રવાસીઓનું—પ્રેમના દિવાનાઓનું યુવાનીનું દર્દ ગીત...)

**ગીતા—ગોપાલ—** રાગ—પલાસી ... તાલ—દાદરો

પ્રેમ દિવાની પ્રેમ દિવાની
દર્દ કરે દીલમાં જો મસ્ત જવાની...પ્રેમ દિવાની.
પ્રેમ મંદીરીયે પધારો પ્રેમ પુજારી,
ભાવભીની ભક્તિની આ ભેટ અમારી,
હૃદય હસે નયન રડે અજબ બીમારી...પ્રેમ દિવાની.
અંગમાં ઉમંગ ભરી આવે ખુમારી,
કોને કહે કેમ સહે દર્દ બીચારી,
હોંશમાં બે હોથ બને કેમ કુમારી...પ્રેમ દિવાની.

ગીતા—ગોપાલ!

ગોપાલ—ગીતા આટલી બધી અધીરતા શા માટે?

ગીતા—મહોબતની શરૂ કરેલી મંઝીલને દામ્પત્યની દીવાલમાં દાખલ કરી પુનીત પ્રેમની ગંગાનાં નિર્મળ નીર પીવા માટે, પ્રભુતામાં પગલાં માંડી શુદ્ધ સ્નેહની અધુરી રહેલી રસ લ્હાણુ લુંટવા માટે...ગોપાલ.

લગ્ન વિના સ્નેહના સૌ લાડ લુખા છે,
વીવાહ વિના વ્હાલના વેપાર જુઠ્ઠાં છે;
ચોરી મહી મંગલ ફર્યા વીણુ પ્યાર ખોટ્ટા છે,
પાણી ગૃહણ કીધા વિના વહેવાર ખોટ્ટા છે.

ગોપાલ—ગાંડી!

દેહના નહિ લગ્ન સાચા દીલના કહેવાય છે,
ઐક્ય આત્માના થતાં સૌ વાસના વિસરાય છે;
પ્રેમ જીવન સત્વ જગમાં પ્રેમ પ્રભુનું રૂપ છે,
પ્રેમના પુજન મહીં પ્રેમીજનો મશગુલ છે.

ભૈરવનાથ—(ગીતાના પિતા વિશ્વંભરનાથ સાથે પ્રવેશી) મશગુલ છે...વિશ્વંભર જો પ્રેમના પુજન મહીં પ્રેમીજનો મશગુલ છે.

વિશ્વંભર—ગીતા!

ગીતા—(ચમકી) બાપુ.

ગોપાલ—(આશ્ચર્યથી) મહંત ભૈરવનાથ.

ભૈરવ—જય મહાકાલ...વિશ્વંભર જોઈ તારી પુત્રીની પ્રેમલીલા! જ્યારે તું એને મહાકાલના ચરણે દેવદાસી તરીકે સમર્પી લીધેલી પ્રતિજ્ઞામાંથી મુક્ત થવા માગે છે ત્યારે એ એક તુચ્છ સંસારીના સ્નેહબંધનમાં જકડાઈ જીવનને વેડફી રહી છે. આજ ને આજ નિશ્ચય કરી લે મહાકાલ જવાબ

માગે છે, ગીતાને સંસારી બનાવી પ્રતિજ્ઞાથી ચલિત બની દેવના અપરાધી થવું છે કે દેવાધિદેવ મહાકાલને ચરણે મસ્તક નમાવવું છે?

**વિશ્વંભર**—મહંતજી દયા!

**ભૈરવ**—દયા, માયા, મમતા અને અહંતાને દુર કરો, મહાકાલ મંગલ કરશે હૃદયમાં જન્મતી તૃષ્ણાને મારો ત્યાં તમારૂં નિર્વાણ હાજર થશે. વિશ્વંભર દેવને છેતરનાર દુનિયામાં દુઃખનો ભોક્તા થાય છે. પ્રભુને છેતરનાર પાપાત્મા મનાય છે.

**ગીતા**—(વિશ્વંભર પાસે જઈ લાડથી) બાપુ!

**વિશ્વંભર**—દીકરી તારૂં નામ ગીતા...યોગેશ્વર શ્રી કૃષ્ણચંદ્રે ગીતાના જ્ઞાનામૃત પાઈ ભારતની અજ્ઞાનતા ધોઈ. એ પવિત્ર નામને આજ શું તું અપવિત્ર બનાવવા માગે છે? બેટા તારૂં નસીબ સંસારી નહિ, યોગીનિ થવા સર્જાયું છે. ક્ષણિક મોહના આવેશમાં શું તું પિતાની પ્રતિજ્ઞા ભૂલી જશે, દેવનું ફૂલ દેવને જ ચડે એ નિયમને શું તું તુટવા દેશે?

**ગોપાલ**—ગીતા!

**ગીતા**—ગોપાલ!

**વિશ્વંભર**—ગીતા! પિતૃ પ્રેમ કર્તવ્યનો સ્વીકાર માગે છે. સ્નેહનો નહિ પણ ત્યાગનો વિચાર માગે છે.

**ગોપાલ**—ત્યાગનો વિચાર અને કર્તવ્યનો સ્વીકાર વડિલો સંતાનો પાસે હંમેશાં માગતા જ આવ્યા છે પણ વડિલોએ સંતાનોના સુખનો સવાલ કે હીતાહીતનો વિચાર કદી કરી જોયો છે? મહંત ભૈરવનાથ જેના હૃદયમાં સંસારની હરેક આશાઓ ઉમંગભરી ઉછળી રહી છે તેને ત્યાગી બનાવી

તમે તમારા દેવને સંતુષ્ટ કરવા માગો છો? દેવ તો દયાળુ છે દેવના નામે આ અન્યાય, આ અત્યાચાર શા માટે ચલાવો છો?

**ભૈરવ**—જય મહાકાલ! કુમાર ગીતાના ભાગ્યમાં પતિનું સૌભાગ્ય નથી સર્જાયું એના પડછાયાને સ્પર્શ કરનાર પુરુષને પણ પ્રાયશ્ચિત કરી પુનીત બનવું પડશે. એ યોગીનિ છે. મહાકાલભૈરવને ભેટ થયેલી ભૈરવી છે એનો વિચાર તારા આખા જીવનને બરબાદ કરી મુકશે એનો સ્વીકાર તારા સ્વર્ગસમા દેશમાં આફતના અંગાર ભરી મુકશે.

**ગોપાલ**—અમારો પ્રેમ જો શુદ્ધ, સાત્વિક અને પુનિત હશે તો આફતના અંગાર ફૂલ બનશે બરબાદ જીવન આબાદ થઈ જશે.

**ભૈરવ**—મહાકાલ માઝા મુકશે!

**ગોપાલ**—દેવને રીઝવવા એના સંતાનો દેહ સમર્પણ કરશે!

**ભૈરવ**—વિનાશની વૃષ્ટિ થશે!

**ગોપાલ**—પૃથ્વીનાં પાપ ધોવાશે!

**ભૈરવ**—તો જો મહાકાલની અવજ્ઞાનું પરિણામ! તારી ભાભી ભારતી ભાન ભૂલી સત્તાના તોરમાં બેભાન બની અંગની ઉષ્મા ઉડાડવા આજે કંગાલોની કૂટિરો સળગાવી ઇન્સાનીયત ચૂકી કાળો કેર કરી રહી છે.

(દુર દુર ગરીબોનાં ઝૂંપડાં સળગતાં દેખાય. બચાવો બચાવોની બુમો સંભળાય. ભારતી દેવી ઉતાવળે ઉતાવળે દાસીઓ સાથે પ્રવેશ)

**ગોપાલ**—(ભારતીનો માર્ગ રોકી) ભાભી!

**ભારતી**—(આશ્ચર્યથી બે ડગલાં પાછળ હઠી) ગોપાલ! ભૈયા! ઓહ કેટલી બધી ઠંડી! દેહને ખુબ ખુબ તાપમાં તપાવ્યો ત્યારે માંડ માંડ શરદી ઉડી!

**ગોપાલ**—શરદી ઉડી! ગરીબો પર ગઝબ ગુઝારી, કંગાલોપર કાળો કેર વર્તાવી! આપની શરદી ઉડી! ગૌબ્રાહ્મણ પ્રતિપાલ ક્ષત્રિય કુલભૂષણ મહારાજાધિરાજ બલરાજની પટરાણીની મહાપર્વના દિવસે મળેલી એના ગરીબ પ્રજાજનોને અમુલ્ય લ્હાણી!

**ભારતી**—ગોપાલ ભૈયા!

**ગોપાલ**—બસ કરો ભાભી!

સંસ્કારને ભૂલાવતી સત્તા મળી શા કામની?
શયતાનિયત વર્ષાવતી સત્તા મળી શા કામની?
સળગાવતી ઇન્સાનિયતને અંધદૃષ્ટિ આપતી
સત્તા મળી શા કામની જે માણસાઈ ટાળતી?

**ભારતી**—એટલે શું હું માણસાઈ ભૂલી છું?

**ગોપાલ**—માણસાઈ ભૂલ્યાં નથી પણ માણસાઈ ગુમાવી છે. અમીરોની આલીશાન ઈમારતો કરતાં ગરીબોને એનાં તૂટ્યાં ફૂટ્યાં ઝૂંપડાં લાખ ગણાં પ્યારાં છે.

ઝુંપડાં એ નથી, એ છે ગરીબોની જીંદગી,
માયા ગણો મૂડી ગણો મિલ્કત ગરીબની ઝુંપડી!
જ્યાં પ્રેમને પ્રભુતા વસે જ્યોતિ વસે જગદીશની,
શ્રદ્ધા અને ભક્તિ ભરી શક્તિ ગરીબની ઝુંપડી!

**ભૈરવ**—કુમાર, કર્તવ્ય નીતિનાં સૂત્રોનું નહિ, ન્યાયનું પાલન માગે છે! ફરજ ફિલસૂફીની વાતો નહિ, ઇન્સાફનો અંજામ માગે છે!

**બલરાજ**—(પ્રવેશી) અને એ ઇન્સાફ બલરાજના રાજ્યમાં સૌને એક સરખો મળશે.

કાયદો અહિં એકને ઇન્સાફ અહિંયાં એક છે!
રાજા પ્રજા માટે અહિંયાં ન્યાય નીતિ એક છે!

વહેવારમાં વેપારીઓનો વાયદો જુદો નથી,
પ્રજા હો કે પત્ની અહિંયાં કાયદો જુદો નથી!

**ભારતી**—સ્વામીદેવ!

**બલરાજ**—ભારતી તારી ભૂલ ભયંકર છે!

રાણી બની પણ રાજવીની રીતને જાણી નહિ
પ્યારી ગણીને પ્રજાને માતા બની પાળી નહિ
અધિકારને અભિમાનમાં ઉજળો કરી જાણી નહિ
હૃદયસિંહાસન રાજનું કે પ્રજાનું પામી નહિ

**રાઘવ**—(નેપથ્ય) ગીત (રાગ-મિશ્રપીલુ / તાલ-દાદરો)

સાખી

કોન સુને સંસારમાં ગરીબની ફરિયાદ
શ્રીમાનોના શોખમાં બને ગરીબ બરબાદ

ફરિયાદ પ્રભુ દીનની છે દ્વાર તમારે,
હસતાં સિતમ સહેવાને જુલ્મ અમારે...ફરિયાદ.

(બેભાન રાજુને લઈ રાઘવ પ્રવેશે)

નહિ કોઈ સહારો છે નહિ કોઈ ઉગારે,
રડતાં હૃદય હંમેશાં દુઃખ દર્દ વીસારે...ફરિયાદ.
સંકટ શિરે હઝારો બલવાન ગુઝારે,
આરામના જીવનમાં મન રામ પુકારે...ફરિયાદ.

**વિશ્વંભર**—રાઘવ!

**રાઘવ**—દાદા!

વીસામો કંગાલનો આજે બધો તૂટી ગયો,
દીપક ગરીબના ઘર તણો આજે જુવો ફૂટી ગયો;
ભંડાર મારા ભાગ્યનો ક્રુર કાળ તો લૂંટી ગયો,
આરામ મારા હૃદયનો યમદેવતા ઝૂંટી ગયો.

વિશ્વંભર—યમદેવતા ઝૂંટી ગયો. રાઘવ, શું થયું રાજીને ?

રાઘવ—એ કંઈ જ ન પૂછો દાદા, કંઈ જ ન પૂછો...જ્યાં—

મોટા કરે મરતી ગરીબનાં ઝુંપડાં બાળી,
કંગાલનાં ઘરબાર ને સંસાર સળગાવી;
કોને કરી ફરિયાદ ક્યાં જઈ આંસુડાં ઢારી,
રૂઠે પ્રજાનો બાપ તો કયાં દાદ સંભળાવી.

વિશ્વંભર—જુઓ મહારાજ. શું આ જ બલરાજનો રાજ્ય અમલ ?
શું આ જ બલરાજની સત્તા ?

જ્યાં રાજ્ય નીતિનાં હતાં ત્યાં શું અનીતિ આવશે !
પુણ્યાત્મા પીડાય ને શું પાપની પૂજા થશે !
આદર્શ રાજા રામના ભૂલાઈ ભારતથી જશે !
તો સંસ્કૃતિ, લક્ષ્મી બીજાઓ દેશની લુંટી જશે !

બલરાજ—વિશ્વંભરનાથ !

રાજા તણું જીવન સદા તલવાર કેરી ધાર છે,
પ્રજા એનું હૃદય ને આદર્શ એનો પ્રાણ છે;
ના પ્રાણ કદીએ હૃદયના આધારથી જુદો થશે,
ભાવના કરતાં ઊંચું કર્તવ્ય કહેવાશે !

ભૈરવ—જય મહાકાલ. રાજન્ કર્તવ્યની કસોટી કલંકના ડાઘને હંમેશને માટે ધોઈ નાખે છે. ન્યાય અને નીતિનું પાલન નૃપતિના નામને ઇતિહાસમાં ઉજ્જ્વલ બનાવે છે. પાપનું પ્રાયશ્ચિત અવતારી ઈશ્વરને પણ કરવું પડે તો માનવી કોણ ? અહીં પ્રજા છે, અહીં પત્નિ છે, અહીં સ્નેહ છે, અહીં ફરજ છે. આ અન્યાયનો આખરી ઇન્સાફ શું છે ?

બલરાજ—મહારાણીનો ત્યાગ !

સૌ—મહારાણીનો ત્યાગ !

**ભારતી**—મહારાજ ! પ્રભુ !

**બલરાજ**—રાણી જ્યાં સુધી મહેનત મજૂરી કરી, ગરીબો સાથે વસી, એના સળગાવેલાં ઝુંપડાં તમે ફરીથી ન બંધાવો, કંગાલોની કકળાવેલી આંતરડીના મીઠા આશીર્વાદ મેળવી પાછાં ન આવો ત્યાં સુધી બલરાજના અંતઃપુર તમારા માટે સદાયે બંધ રહેશે.

રાજા પ્રજાનો પિતા જો પાલક બની રહેશે,
તો પ્રજા એના ચરણની ધૂલ મસ્તકે લેશે;
સત્ય, નીતિ, ન્યાય ને સદ્‌ધર્મ આચરશે,
તો કાળનો ક્રમ આત્મ બલથી ફેરવી શકશે.

રાઘવ લાવ તારા બાલકને, બલરાજ આજે આત્મબલના પ્રભાવે ઇશ્વરને પુકારી યાચના કરશે કે—

મન, વચન ને કર્મથી જો શુદ્ધ મુજ વર્તન હશે,
તો આપજે ઇશ્વર નવું જીવન ગરીબના બાલને.

(બલરાજના સ્પર્શે...અચેતન રાજુમાં ચેતનનો સંચાર...આત્મબલનો પ્રભાવ મહારાજ બલરાજની જયના પુકારો)

**ભૈરવ**—આ રાજા ! આ પ્રજા ! આ ન્યાય ! આ નીતિ !

ઉંચે ચડે એનું હંમેશાં પતન નિશ્ચય થાય છે,
જે જન્મતું તે હંમેશાં લય થવાને સર્જાય છે;
ભૂતકાળ ભૂલાશે ભવિષ્યે સ્પષ્ટ એ દેખાય છે,
પરદેશીના પગલે અહીં અંધાર પથરાશે !

—ટેબ્લો—

( પડદો પડે છે )

## પ્રવેશ ૨ જો

સ્થળ: બલરાજનો મહેલ. સમય: રાત્રિનો બીજો પ્રહર.

(મધુરજની મંદમંદ પવન અને શીતળ ચંદ્રમા વિયોગી હૃદયમાં વિરહાગ્નિ પ્રકટાવે ! મહારાજ બલરાજ વિચારતંદ્રામાં તલ્લીન બની ઝરૂખાને અઢેલી બેઠેલા જણાય છે. ખંડના મધ્યમાં એક વિરામાસન પર માધવ નિદ્રાધીન થયેલો માલમ પડે છે. બાજુમાં બેસી ગોપાલ વીણાના તારમાંથી વિરહના સ્વર છેડી વિયોગી દિલનું દર્દગીત ધીમે ધીમે ગાય છે.)

ગીત (રાગ—ભીમપલાસ)
તાલ—દીપચંદી

ગોપાલ— સુના સ્નેહ સદન ઘનઘોર,
ઝુરે ચંદ્ર વિયોગે ચકોર…સુના.

રેન ન ખુટે પ્રીત ન છુટે તુટે દીલના દોર,
નયનથી અશ્રુધાર ન સુકે રટતી નંદકિશોર…સુના.

આશ અધુરી પ્યાસ ન બુઝે પાસ ન મનનો મોર,
કૃષ્ણ મુરારી કુંજ વિહારી ચતુરાં ચિતનો ચોર…સુના.

બલરાજ—સુના સ્નેહ સદન ઘનઘોર…વિયોગીના દીલની વસમી વેદના અને વિખુટા પડેલા પ્રેમીઓના હૃદયની ઝંખના કેવી ? ચંદ્રદર્શન માટે વ્યાકુલ બનેલી ચકોરી જેવી.

વિયોગ સર્જિ વિશ્વમાં વિભુએ વધાર્યો વ્હાલને,
વિખુટા કરીને પ્રેમીઓને જગાડ્યો ઉન્માદને;
ઉન્માદને વિકસાવવા રજની રચી જગદિશ્વરે,
એ ઇશ્વરી માયા મહીં સંસાર ભૂલવણી ફરે.
ગોપાલ !

ગોપાલ—મોટા ભાઈ !

બલરાજ—માધવ નિદ્રાધીન થયો.

ગોપાલ—માતાના મીઠા ખોળેથી દુર થનાર માનવીને સંસારમાં
સુખે નિદ્રા કેમ આવે!

સંસારમાં સંતાનનો આધાર માતા છે,
પુનિત ગંગની ધાર તીરથ દ્વાર માતા છે;
સુખ દુઃખના સંગાથમાં અમીધાર માતા છે,
ભવસાગરે તરવા જીવનની નાવ માતા છે.

માધવ—(નિદ્રામાંથી ચમકી ઉઠી દોડી) મા. માતા.

બલરાજ—(માધવ પાસે જઈ, પંપાળી) બેટા, માનવી માત્રની
માતા જનની જન્મભૂમિ છે! તું રાજકુમાર છે!
રાજકુમારોએ મનમાં મચતા મોહના તોફાનો સામે ટક્કર
ઝીલી કઠીન તપશ્ચર્યા, અખુટ ધીરજ, અણમૂલ હિંમત
અને અડગ આત્મશ્રદ્ધા કેળવતાં શીખવું જોઈએ!

માધવ—માતા! જન્મદાતા માતાની સ્મૃતિને ભૂલનાર પુત્ર પુત્ર
નહિ, પણ પાપાણુ કહેવાય પિતાજી!

ભુલાય ક્યાંથી માતની મીઠી અમીમય આંખડી!
ભુલાય ક્યાંથી જન્મદાતા જનનીની છાયા રૂડી!
આજ્ઞા ઉઠાવું માતની સેવા એ સ્વર્ગીય લ્હાણુ છે!
ઉપકાર માતાનો ભૂલે એ પુત્ર નહિ પાપાણુ છે!

ગીત (રાગ—સોરઠ)
તાલ—ત્રિતાલ

માતાની મીઠી માયા, પિતાની શીળી છાયા,
સંસારે સુધા વરસાવે, સંતાપ સકલ હરનારા—માતા.
તીર્થસ્થાન સંતાનોનું એ પુનીત પ્રેમની ધારા,
મોક્ષધામ માતા પીતા છે મંગલ મુક્તિ દિનારા—માતા.
વેદ વેદાંત સિદ્ધાંત અમારાં જ્ઞાનની ગંગા યમુના,
ચરણ ધૂલીકા ધરૂં મસ્તકે વીસામા ભવરણના—માતા.

**બલરાજ**—માતાના વિયોગનું દુઃખ વીસરવા બાલક, આપ્તજનો પાસેથી આશ્વાસન મેળવે, પરંતુ જેણે કઠોર બની પ્રેમાળ પત્નિનો ત્યાગ કર્યો હોય એ નિષ્ઠુર પતિ બળતા હૃદયની આગ ક્યાં જઇને બુઝાવે! ભારતી! રાજાધિરાજ બલરાજની હૃદયેશ્વરી! આજે તારૂં ભાગ્ય તને કંગાલોની કુટીરોમાં ઘસડી ગયું છે!

જેણે નથી વેઠી જીવનમાં તાપ કે શરદી,
જેણે નથી દીઠી તરસ કે ભૂખની સૃષ્ટિ;
ઘનઘોર કાળી ઘટાઓમાં જે નથી બેઠી,
તેના ઉપર આજે રૂઠી છે વિધાતા દેવી.
ભારતી તુજ ભાગ્ય આજે છુપાયું અંધારમાં,
પ્રારબ્ધ પલટાયું જીવન પલટી ગયું સંસારમાં!

**ગોપાલ**—મોટા ભાઇ! બલરાજનું બલ! રાજાધિરાજની શક્તિ અને નૃપતિની મહત્તા પ્રજાના પ્યારમાં છે. ન્યાય, નીતિ, સત્ય શીલ અને દયાને ધારણ કરનાર સદા યે માયા મમતા અહંતા, ક્રોધ અને ભયને જીતી જીવનમાં સાચી શાંતિ મેળવે છે! આ જ પ્રજાના અહોભાગ્ય છે કે એની માતા એના સુખદુઃખમાં સહભાગી થવા એના સાથમાં જઇને વસી છે જુઓ માતાનું શિખવેલું પ્રેરણા ગીત પ્રત્યેક પુરવાસીઓના હૃદયમાં ગુંજી રહ્યું છે.

(નેપથ્યમાં દૂર દૂરથી શ્રમજીવીઓનું શ્રદ્ધાગીત સંભળાય છે.)

**ભારતી**
**પુરવાસીઓ** } —(નેપથ્ય) **ગીત** (રાગ–બાગેશ્રી / તાલ–ત્રીતાલ)

પંથ ભૂલ્યા હે ભોલા મુસાફીર હૈયે હરિનું ધ્યાન ધરી લે,
શ્રદ્ધાભક્તિ પાઠ પઢીને ભવસાગર આ પાર કરી લે...હૈયે.
નિર્બળતા તૃષ્ણા તન મનની ત્યાગી શક્તિમાન બની લે,
ભારતના હે ભાગ્ય વિધાતા યુવાન હિંમતવાન બની લે...હૈયે.

ધીર ન તૂટે આશ ન ખૂટે અંતરના અંધકાર હરી લે,
માનવતાના મૂલ્ય સમજવા દાનવતાને દૂર કરી લે...હૈયે.

**બલરાજ**—(ભારતીની યાદમાં વ્યાકુળ બની) ભારતી ! દેવી !

**માધવ**—માતા !

**સાલમીન**—(પ્રવેશી) માલિક !

**માધવ**—(જમાદાર પાસે દોડી) સાલમીન ચાચા, મુઝે માતાકે પાસ લે ચલો.

**સાલમીન**—(માધવને તેડી પંપાળતાં) ચલો... મેરે છોટે માલિક !

**બલરાજ**—કેમ જમાદાર શું છે ?

**સાલમીન**—કોઈ મુસાફિર આવ્યા છે, નવી ભાષા, નવા દેખાવ અને નવા દીમાગ ધરાવે છે, માલિકની મુલાકાત માગે છે.

**ગોપાલ**—મુલાકાત ! અત્યારે ! મધ્યરાત્રિએ !

**સાલમીન**—દરીયાલાલના આજના તોફાનથી પરેશાન થયેલા જણાય છે. મુશીબતમાં પડેલ હરેક ઇન્સાનને મદદ કરવી એ ઇન્સાનની પવિત્ર ફરજ છે !

**બલરાજ**—આવવા દો...

(સાલમીન નમન કરી જાય...થોડીવારે રસ્કીન મીન્ટો સ્મુરા પ્રવેશે)

કોણ ! કોણ છો તમે ?

**રસ્કીન**—પરદેશી ! દૂર દૂર દરિયાપારથી આવ્યા છીએ...

**મીન્ટો**—તમારા મહેમાન થવા...

**સ્મુરા**—તમારા દેશમાં લૂંટ કરવા...

**બલરાજ**—લૂંટ...અમારા દેશમાં કોઈ લૂંટારા નથી, કોઈ ચોર નથી, કોઈ નાગા નથી, કોઈ ભૂખ્યા નથી, કોઈના ઘર પર તાળાં નથી, કોઈના દિલ કાળાં નથી ! અમારો દેશ

ધન, ધાન્ય, ફળ, ફૂલથી ભરપૂર ભરેલો છે! કોઈને કોઈ વાતની કમીના નથી! અને મહેમાન! મહેમાન અમારે મન દેવ છે! દેવ કદિ પણ દાનવ ન બને.

સ્મુરા—આવકાર આપશો?

બલરાજ—જરૂર આંગણે આવેલ અતિથિ માટે અમારાં દ્વાર સદાય ખુલ્લાં છે અને ખુલ્લાં જ રહેશે. અહિં ઉચ્ચ નીચ, ગરીબ તવંગર, દેશી પરદેશી, કોઈ જાતના ભેદભાવ નથી, ખુશીથી રહો મન ફાવે ત્યાં ફરો, માનવી માત્રને માટે અમારી હકૂમતમાં હમદર્દી છે!

રસ્કીન—અભયદાન મળશે?

બલરાજ—ભયનું કોઈ જ કારણ નથી પરદેશી! વિશ્વાસ આપો! વિશ્વાસ મેળવો! અરસપરસના વિશ્વાસ પર જ વિશ્વનો વહેવાર વિકસે છે! અહિં તો પ્રેમનું સામ્રાજ્ય પ્રવર્તે છે. વેર ઝેર કે ઇર્ષાને અંશ માત્ર પણ સ્થાન નથી!

સ્મુરા—(સ્વગત) પ્રેમ! પ્રેમનું સામ્રાજ્ય! ક્યાં સુધી? જ્યાંસુધી વિશાદના વિષ કટોરા અહિં રેલાયા નથી ત્યાંસુધી! મિત્રો! સચેત રહો! તમે તમારી પિતૃભૂમિને સમૃદ્ધ બનાવવા આ પરદેશમાં પગલાં માંડ્યાં છે; બુદ્ધિ, બળ, હિંમત અને હીકમતથી તમારા કાર્યની શરૂઆત કરો, તમારો દેશ તમારા માર્ગની પ્રતિક્ષા કરી રહ્યો છે.

રસ્કીન—એ યાદી આપવાની કંઇ જ જરૂર નથી. સ્મુરા! રસ્કીનની સારી યે જિંદગી રીયાસતી ખટપટોમાં જ વીતી છે!

મીન્ટો—અને મીન્ટોની મુત્સદ્દીગીરી રોમન સામ્રાજ્યમાં મશહૂર છે!

બલરાજ—શું વિચાર કરો છો પરદેશી?

સ્મુરા—એજ કે…અમારા દેશમાં રાજાને જનતા સરકારના નામે બહુ માનથી સંબોધે છે. અમે આપને સરકાર…

**બલરાજ**—હવે તે કહો કંઈજ વાંધો નહિ. નામ સાથે અમારે કંઈજ નિસ્બત નથી. અમે તો નીતિના ચાહક છીએ! ન્યાયના ઉપાસક છીએ!

**રસ્કીન**—(ગોપાલને બતાવી) મહાશયની પીછાન?

**બલરાજ**—ગોપાલ! બલરાજના બલનો આધાર! બંધુત્વની આદર્શમૂર્તિ! મારા જેટલો જ આ મુલ્ક ઉપર એનો અધિકાર છે! બલરાજનો શ્વાસ! બલરાજનો પ્રાણ! બલરાજનું સારૂં યે જીવન જેના પ્યારમાં ગુલતાન છે!

**ગોપાલ**—મોટાભાઈ બંધુપ્રેમની પૂજ્ય પ્રતિમા હું તો આપના ચરણની રજ છું!

ગુરૂ માનું, દેવ માનું, પિતા માનું આપને,
છત્ર છાંયા આપની ટાળે સકલ સંતાપને;
સાથી સુખની સુંદરી ને દુઃખમાં માબાપ છે,
પણ ભાઈ તો સંકટ સમયનો સાથી જમણો હાથ છે.

**બલરાજ**—ગોપાલ! સદ્‌ગુણશીલ અને જ્ઞાનના ભંડાર મારા પ્યારા ભાઈ! ભારતની સંસ્કૃતિ ઉજ્જવળ છે, સદાયે બંધુપ્રેમના આવા ઉચ્ચ આદર્શોથી વિશ્વભરમાં ભારતનું સ્થાન શ્રેષ્ઠ છે! એના સંતાનોની આવી ત્યાગ ભાવનાથી પરદેશીઓ તમારા વતનની માફક તમારૂં જ ઘર સમજી અહીં આનંદથી રહો! બલરાજ તમારૂં સ્વાગત કરે છે.

(પરદેશીઓનું મહારાજ બલરાજને હાથે ભાવભર્યું સ્વાગત. સ્મુરાની તીક્ષ્ણ દૃષ્ટિ મહારાણી ભારતીની તસ્વીર પર પડે. આંધીની આગાહી સુચવતી હોય તેમ તસ્વીર સ્થાનભ્રષ્ટ થઈ નીચે પડે.)

**બલરાજ**—(તસ્વીર પાસે જઈ), ભારતી દેવી!

**ગોપાલ**—(તસ્વીરને ઉપાડી હાથમાં લઈ હૈયે ચાંપી) ભાભી! માતા!!

**સ્થુરા**—(પાસે જઈ) કોની છે એ તસ્વીર?

**ગોપાલ**—ત્યાગી! તપસ્વીની! રાજલક્ષ્મી મહારાણી ભારતીદેવીની! આ ધરતીના ધણી ધર્મરાજ બલરાજની ધર્મપત્નીની! પરદેશીઓ! આ શુકન હો કે અપશુકન, પરંતુ મારું હૃદય મને કહે છે કે તમારા આજના આગમને મારી ભાભી માતાનું સ્થાન અહીંથી પલટાશે! વિદેશીઓ! તમારા સહવાસે અમારાં વાણી વિચાર અને વર્તન બદલાશે!

**સ્થુરા**—(સ્વગત) વાણી, વિચાર અને વર્તન બદલાતાં અહીંથી ન્યાય, નીતિ, સત્સશીલ અને દયાને દેશવટો મળશે, પછી અશાંતિની આગમાં આખો દેશ અટવાશે.

(દ્રશ્ય પલટો)

= અશાંતિની આગ =

|| ધર્મવાદ-સમાજવાદ ||
|| મુડીવાદ-મજુરવાદ ||
|| શાહીવાદ-પ્રજાવાદ ||

**ભૈરવનાથ**—(પ્રવેશ-અટ્ટહાસ્ય).

ગોપાલ } —મહંત ભૈરવનાથ!
બલરાજ }

**ભૈરવ**—જય મહાકાલ! બલરાજ! ગોપાલ!

શરૂઆત ઝંઝાવાતની આ થાય છે સંભાળજો,
જો ચુકશો આદર્શ તો ચારિત્ર્યને ગુમાવશો;
ભક્તિમહીં શક્તિ વસે શક્તિ થકી મુક્તિ મલે,
મુક્તિ વિનાનું જીવન માનવનું અશાંતિમાં જલે.

(પડદો પડે)

## પ્રવેશ ૩ જો

સ્થળ–વિશ્વંભરનાથના ઘર પાસેનું ઉદ્યાન. સમય–દિવસનો.

ગીતા—(વસંતની મસ્તીનું ગીત ગાતી ગાતી પ્રવેશે)

ગીત (રાગ–મિશ્ર સોરઠ)
તાલ ખેમટા

કોયલીયાં બોલ...પપીહા બોલ...
કુંજ ને નીકુંજમાં મચાવી દે શોર...કોયલીયાં.

આવી વસંત દીલ ભાવી વસંત!
ફૂલડામાં ફોરમ જો લાવી વસંત!
મનડામાં મસ્તી જગાવી વસંત!
દૃષ્ટિ ને સૃષ્ટિ બદલાવી વસંત!
દર્દ લાવી દિલ બ્હેલાવી,
ઉર્મા જલાવી ચિત્ત ચળાવી;
અંગે અનંગ રંગ લાવી વસંત!
હૈયે તરંગ ઉછાળાવી વસંત!...કોયલીયાં.

ભૈરવનાથ—(પ્રવેશી) ગીતા...

ગીતા—(ચમકી ધીમેથી પાસે જઈ પ્રણામ કરી) મહંતરાજ પ્રણામ!

ભૈરવ—જય. મહાકાલ! વસંતના આગમને યુવાનોના હૃદયમાં ઉન્માદ જાગે છે અને એ ઉન્માદથી સદાને માટે એના જીવનમાં આગ લાગે છે. ગીતા યુવતીનો આદર્શધર્મ! તરૂણીનો ધર્મ ત્યાગ! સ્ત્રીનો ત્યાગ સેવા! સેવા એટલે સંસાર અને સંસાર એટલે સેવા!

ગીતા—મને જ્ઞાન દાન આપો મહંતરાજ!

**ભૈરવ**—જ્ઞાનનો ભંડાર ગીતા! ગીતાનો આદેશ કર્મયોગ! કર્મયોગ એજ ફર્જ! ફર્જ એટલે ધર્મ માટે સ્વાર્પણ!

**ગીતા**—ધર્મ માટે સ્વાર્પણ?

**ભૈરવ**—હા માનવી માત્રનો એક નિર્વાણપંથ! પગલી! સંસારનો સાર ભોગ અને ભોગનો સાર રોગ! વિચાર કર સ્વાર્પણ વિના સિદ્ધિ નથી અને સિદ્ધિ વિના જીવનની સાર્થકતા નથી! જય મહાકાલ! (જવું)

**ગીતા**—જય મહાકાલ! (ભૈરવનાથના શબ્દોને યાદ કરતી) સ્વાર્પણ વિના સિદ્ધિ નથી અને સિદ્ધિ વિના જીવનની સાર્થકતા નથી!

**વિશ્વંભર**—(પ્રવેશી) નથી. આજના સંતાનોને વડિલોના વ્હાલની કીમત નથી, સ્નેહના વિચારમાં કર્તવ્યની કે કુળકેરા ધર્મની ધજાજત નથી!

અવળી વહે ગંગા પ્રભુએ ખાળવા હિંમત નથી,
બદલી ગઈ દુનિયા અહીં સદ્ધર્મની કીમત નથી;
તનમન વિષય વિકાર છે કાતીલ હલાહલ ઝેરના,
પુન્યની તુટી રહી છે પાળ આજે પ્રેમમાં.

**ગીતા**—બાપુ!

**વિશ્વંભર**—દીકરી! જે દુઃખી દિવસોની મને કલ્પના હતી તે કાળ સ્વરૂપે પિતાના પ્રેમાળ હૃદયમાં ઝંઝાવાત જગાવવા આવી ગયા. પ્રતિજ્ઞા અને પ્રેમ. કર્તવ્ય અને સ્નેહ વચ્ચે સંગ્રામના સાદ પડાવી ગયા...

બે પ્રતિમાં છે નજર સામે ધર્મની ને પ્રેમની,
કોને કરૂં ખંડિત કોને પુજું પુનિત કર્મથી;
અહીં આત્મનો છે પ્યાર ત્યાં પરમાત્માનો પ્યાર છે,
આ લોકનો આધાર તે પરલોકનો આધાર છે!

ગીતા—બાપુ ચિંતા ન કરો; ગીતા વિશ્વંભરનાથની પુત્રી છે...
પિતાની પ્રતિજ્ઞા ખાતર દિલનાં તો શું પણ દેહનાં બલીદાન દેવાય એ તૈયાર છે...

આ લોકમાં પરલોકમાં માગું પિતાના પ્રેમને,
એ પ્રેમ ખાતર ખપાવીશ હું દિલને ને દેહને;
ગીતાનું ગૌરવ વધારીશ ત્યાગી બની સંસારમાં,
સૃષ્ટિને શિખવીશ સાચી સ્નેહ કેરી ભાવના!

વિશ્વંભર—દીકરી. આજના તારા પ્રત્યુત્તરે મારા ચિંતાના બોજને ઉતારી આ પાછલી જિંદગીમાં મને બદનામ થતો બચાવ્યો છે બેટા.

કર્તવ્ય ખાતર દાન દીલનાં હસીને દેવાં પડે,
ફર્જ ખાતર સ્નેહના વિયોગ તો સ્હેવા પડે;
વચનની કિંમત જગતમાં પ્રેમથી અણમૂલ છે,
કોલના દેનાર કરતાં જિંદગાની ધૂલ છે! (જાય)

ગીતા— શું પ્રેમમાં પડવું ખરેખર માનવીની ભૂલ છે?
કે વ્હાલમાં વિક્ષેપ કરવા વિધાતાને ધૂન છે?
કીસ્મત તણી આ કસોટી શું પાપને શું પુણ્ય છે?
શું વિશ્વનો વહેવાર શું સંસાર આખર શૂન્ય છે?

ગોપાલ—(પ્રવેશી) છે જરૂર છે ગીતા...

શૂન્યથી સૃષ્ટિ તણું સર્જન થયું ને થાય છે!
ને શૂન્યમાં વિલીન થાવા આખરે વહી જાય છે!
કાનુન કુદરતના હંમેશાં અટલ તો કહેવાય છે!
ન્યારી કળા પરમેશ્વરની ના કોઈથી પરખાય છે!

ગીતા—ગોપાલ! કોને કહું મારા રડતા હૃદયની વ્યથા! કોને જણાવું મારા ઝુરતા મનોમંથનની કથા! એક તરફ પિતા!

રૂપ રંગની અમને પ્યાસ નથી અમે સુંદરતાના દાસ નથી,
અભિલાષ નથી ઉર આશ નથી તન વાસનાનો મન વાસ નથી—કહો.
કોઈ ત્યાગી વિરાગી કે જોગી નથી કોને કામના કામણ લાગે નહિ,
રૂપ રાગી સહુ રૂપના ભૂખ્યા મન માનવથી જીતાય નહિ—કહો.
સદ્દગુણથી શોભે સુંદરતા નથી મોહમાં અંધ બની મરતા,
ગુણગ્રાહકને ગુણવાન ગમે રૂપ જોઈ દીવાના થાય નહિ—કહો.
મુરલી નાદે મણીધર ડોલે ને પતંગ જલે છે દીપકમાં,
ભોગી ભ્રમરા રસગુંજનમાં જો કેદી બને છે પંકજમાં—કહો.
ભાન ભૂલી ભટકે ઘેલા છે એ જલ સઘળાં મૃગજળનાં,
સતસંગનો રંગ ચઢ્યો જેને એને મોહ ન માયા બંધનના—કહો.

(પડદો પડે)

## પ્રવેશ ૪ થો

સ્થળ—મહાકાલનું મંદિર. સમય—સંધ્યાકાળનો.

(મહંત ભૈરવનાથ...ભગવાન મહાકાલનું પૂજન કરી આરતીની શરૂઆત કરે છે. ભક્તજનો શંખ મૃદંગ અને ઝાલરોના નાદથી મંદીરના વાતાવરણને મહાકાલમય બનાવી શ્રદ્ધા અને ભક્તિની ભાવના જગાવી દે છે. મહારાણી ભારતી મહાકાલ સ્તવન ગાય છે...સૌ તાલબદ્ધ ઝીલતા તેમાં સાથ પુરાવે છે).

**ભારતી**
**ભક્તજનો** }— **મહાકાલ સ્તવન** (રાગ—છાયાનટ) તાલ—આડચૌતાલ

જય મહાકાલ, જય મહાકાલ, જય શક્તિનાથ ભોલે,
જય નીલકંઠ, જય મહેશ, શશી ગંગ શીશ સોહે...જય.
પ્રીયનાથ ડાક ડમરૂ ત્રિપુરારી ત્રિશુલ ત્રિલોચન ધારી,
સંસાર યોગી અવધૂત રૂદ્ર મહા ભૈરવ ભયહારી...જય.
પશુના પતિ પીનાકીનાથ અલખ નીરંજન નિર્વિકારી,
ભૂતનાથ રૂપ અદ્દભૂત અદ્ભુત વિભૂતિ વીરતાની...જય.

(આરતી પુરી થાય છે. સૌ ભક્તજનો આરતીની અર્ચના કરી ભગવાન મહાકાલને પ્રણામ કરી જવા માંડે છે. મહારાણી ભારતી દેવાધિદેવ મહાદેવને પુષ્પો ચડાવી જતાં જતાં મહંત ભૈરવનાથને પ્રણામ કરે છે).

**ભારતી**—મહંતરાજ પ્રણામ !

**ભૈરવનાથ**—અખંડ સૌભાગ્ય ! દેવી વનવાસ હવે ક્યારે પુરો થશે ?

**ભારતી**—જ્યારે પ્રજામાંથી પ્રેમ અને રાજામાંથી રહેમ અદ્રશ્ય થશે ત્યારે. ગુરૂરાજ આ વનવાસે મારા અંતરનાં દ્વાર ઉઘાડ્યાં છે. સાચી માનવતાના સંદેશ અને પ્રેમાળ પ્રજા હૃદયને પીછાનવાના મહામુલા આદેશ મને દીધા છે. જય મહાકાલ દેવ.

**ભૈરવ**—જય મહાકાલ દેવી...

(દર્શન કરી પાછો જતાં રાઘવ મહંત તથા મહારાણીની વાત સાંભળવા ઊભો રહે છે. મહાકાલની જય બોલી અન્યોન્યને પ્રણામ કરી મહારાણી ભારતી જાય છે).

**રાઘવ**—(મહારાણીના ગયા બાદ) સાચી માનવતાના સંદેશ અને પ્રેમાળ પ્રજા હૃદયને પિછાનવાના મહામુલા આદેશ...વાહ ભગતડી વાહ ! કંગાલોના કલેજાં પર કાપ મૂકી હવે મીઠા શબ્દોના મલમ પટા લગાવવા ઠીક સાધુડી બની બેઠી છે ! પણ યાદ રહે મહારાણી આ રાઘવ તારા અપરાધને કદી પણ નહિ ભૂલે. ગરીબો પર ગુઝારેલ ગઝબનાક સિતમની કાળી કહાણીને કોઈ દિવસ નહિ વિસરે...

**ભૈરવ**—(રાઘવ પાસે જઈ) એ વિસર્યા વિના છૂટકો જ નથી રાઘવ. આપસ આપસના મતભેદો અને ઝગડાઓને જો નહિ ભૂલો તો વિદેશીઓ તમારે જ હાથે તમારા પગમાં ગુલામીની જંજીરો પહેરાવી દેશે, તમારાં ઘર અને સ્વર્ગીય સંસારને નરકાગારમાં પલટાવી દેશે...જય મહાકાલ (જવું)

**રાઘવ**—(અણુગમાથી) જય મહાકાલ! મૂર્ખ! મતિહીન! મિથ્યાભિમાની! આ લંગોટ પણ દિવસે દિવસે આપ ડાહ્યો વધારે બનતો જાય છે! ધર્મને નામે ધતીંગો અને નવાં નવાં તૂતો ઠીક વધારતો જાય છે, પૂછ્યા વિના એને સલાહ આપવાનું કહે છે કોણ?

**મીન્ટો**—(રસ્કીન સાથે પ્રવેશી) ભવિષ્ય. બિરાદર તું બહુ જ ભાગ્યશાળી છે! તારે ધનવાન થવું છે ધનવાન!

**રાઘવ**—ધનવાન?

**રસ્કીન**—હા ધનવાન, કીર્તિવાન, બલવાન!

**રાઘવ**—શી રીતે?

**મીન્ટો**—અમારા કાર્યમાં ભળી જઈને. એક મિત્ર તરીકે અમારી મદદમાં રહી ઇમાનદારીથી સાચો સાથ દઈ ને!

**રાઘવ**—પણ તમે છો કોણ?

**રસ્કીન**—તમારા દેશના...તમારા રાજાના મહેમાનો...

**રાઘવ**—મહેમાન? મહેમાન બની અમને બેઈમાન કરવા માગો છો? આશરો દેનારના જ ઘરમાં આગ લગાવી તાપણી કરવા માગો છો?

**રસ્કીન**—નહિ નહિ, દોસ્ત. અમે તો ફક્ત અમારા પર ચડેલા અહેશાનના કર્જને અહેશાનથી ફિટાડવા માગીએ છીએ. એક નવી તરકીબ અજમાવી અમારો ઇલમ અમે જગતને જણાવવા માગીએ છીએ...

**મીન્ટો**—એમાં અમને સાથ આપીશ તો બદલામાં આ દોલત, આ ઝવેરાત તને બક્ષિસ આપીશું...(ઝવેરાત રાઘવને બતાવી લલચાવે),

**રાઘવ**—દોલત ! ઝવેરાત ! બક્ષિસ ! મહેમાનો, બદલામાં મારી પાસેથી કયું કામ માગો છો ?

**રસ્કીન**—કંઈ જ નહિ, સાધારણ કામ. તમારા આ દેવમંદિરના ઘુમ્મટ પર એની કળા અને કારીગીરી જોવા અમે કુમાર માધવ સાથે જઈશું. કોઈ પણ પ્રયત્ને કુમારને ઉપરથી ગીરાવી દે.

**રાઘવ**—ગીરાવી દઉં !

**મીન્ટો**—બાકીનું અમે સંભાળી લેશું. તારૂં મહેનતાણું તને અગાઉથી ચૂક્વી દેશું. (ઝવેરાત વધારે આગળ ધરે)

**રાઘવ**—શું આવા તળ્છવા કાર્યનું આટલું ભારે ઈનામ ? મશ્કરી કરો છો મહેમાન ?

**રસ્કીન**—મિત્રોની અમે મશ્કરી કરતા જ નથી. બીરાદર અમારી પાસે માણસની કિંમત છે માણસની...કામની નહિ. આ ઈનામ લઈ ઈમાનદારીથી કામ કર તારૂં ભાગ્ય પલટી જશે...

**રાઘવ**—ભાગ્ય પલટી જશે ? ભુખે મરી કાળી મજુરી કરવા છતાં જેને ભાગ્યમાં આટલી દોલતનાં દર્શન પણ ન થઈ શકે તે શું વિના પરસેવે આટલી બધી લક્ષ્મીનો માલીક થઈ જશે ? મારી આશા અને ઉમ્મીદની દુનિયા શું ખરેખર પલટી જશે ? આ હું શું જોઉં છું ! શું સાંભળું છું ! સ્વપ્ન કે સત્ય ?

**મીન્ટો**—તદ્દન સત્ય ! દોસ્ત, શ્રીમંતોના શોખમાં ગરીબોને શોષાવું પડે છે. એ ગરીબીને શોષવાનું સાધન આજ તને મળે છે. નિશ્ચય કરી લે થોડી હિંમત થોડી હીકમત અને બેડો પાર...

**રસ્કીન**—શું વિચાર કરે છે બીરાદર ?

**રાઘવ**—એજ ! તમને સહકાર આપવાનો. પ્રાણના ભોગે સ્વીકારેલ કાર્ય પાર પાડવાનો...

મીન્ટો—શાહબાશ...લે આ ઇનામ...ફતેહ કર દોસ્ત તારી દુનિયા હવે તારે જ વસાવવાની છે...

રાઘવ—(ઇનામ લઈ જતાં જતાં) અને સાથે સાથે મારા વેરની પૂર્ણાહુતિ થવાની છે. (જાય)

રસ્કીન—આપણે અહીં પગલે પગલે પ્રેમ, પ્રપંચ, પુરુષાર્થ અને પ્રારબ્ધને અજમાવી પ્રાણના ભોગે આપણી નવી વસાહત સ્થાપવાની છે...

સ્મુરા—(પ્રવેશી) એ સ્વપ્નાને સિદ્ધ કરવા સચેત રહી કમર કસો, કર્તવ્યની કેડી પર આગેકદમ ઉઠાવો. મિત્રો આવતી કાલ આપણી છે...

માધવ—(પ્રવેશી) મહેમાનો ?

રસ્કીન<br>સ્મુરા —(શેકહેન્ડ કરી) છોટે સરકાર !<br>મીન્ટો

માધવ—ચાલો આ મંદિરની કળા અને કારીગરી જોઈ અમારા અને તમારા દેશના હુન્નરની સરખામણી કરો. ભારતની ભવ્યતા અને સંસ્કારિતાના સર્જન સહર્ષ નિહાળો...

મીન્ટો<br>સ્મુરા —જરૂર, જરૂર છોટે સરકાર ચાલો. (સૌ જાય)<br>રસ્કીન

(ગોપાલ-મહારાજ બલરાજ સાથે પ્રવેશે. બલરાજે નખશીખ અંગ્રેજી પોશાક પહેર્યો છે. બંને મહાકાલની મૂર્તિનાં દર્શન કરી ચોકની મધ્યમાં આવે)

ગોપાલ—મોટાભાઈ ! પરદેશીઓને પંપાળી એની વાતોને વધારે મહત્વ આપવું સારું નથી. એના વિચારો અને વર્તનનું આવું આંધળું અનુકરણ કરવું મને ઠીક લાગતું નથી.

આ દેશનું હિત હોય હૈયે કેમ એ પરદેશીને,
આ વતન પ્રત્યે પ્રીત હોયે કેમ એ પરદેશીને;
સાવદી માના ચરણ કોઈ ચૂમેના હર્ષથી,
નિજ સ્વાર્થ વિના પરાયા ના થાય પોતાના કદી.

**બલરાજ**—ગોપાલ !

પરાયા પોતા તણા ના ભેદ રાજાને ઘટે,
સમ દષ્ટી દેશી વિદેશી સૌ પર સદા યે સંભવે!
અહીંઆ ન જોઈયે દ્વેષ કદીએ લેશ પણ સંતાપનો,
અહીંઆ ન જોઈયે રાગ કદીએ રંગનો કે જાતનો.

( અંદરથી દોડો દોડો મદદ કરોના અવાજો )

**બલરાજ**—અરે આ મદદ માટે કોણ પોકાર કરે છે ? ગોપાલ જો તો !

( જમાદાર સાલમીન ઉતાવળે હાંફતાં હાંફતા પ્રવેશે )

જમાદાર ! કયા હુવા ?

**સાલમીન**—ગઝબ હુવા માલીક ! કુમાર સા'બ મંદિર કે ઘુમ્મટસે ગીર પડા ?

**બલરાજ**—ગીર પડા ? મેરા માધવ મંદિર કે ઘુમ્મટસે ગીર પડા ?

**ગોપાલ**—વ્યાકુળ ન બનો વડીલ ! ચાલો જલદી ઉપચાર કરીએ મહાકાલ મંગલ કરશે.

**બલરાજ**—માધવ...માધવ...

(બલરાજ માધવના નામનો પોકાર કરતા દોડે, ગોપાલ સાલમીન સૌ સાથે જાય. અંતઃભાગમાંથી ભેરવનાથ બહાર આવે).

**ભેરવ**—મહાકાલ મંગલ કરશે કે આ બનાવ અમંગલના એંધાણ બનશે ? ( મહાકાલની પ્રતિમા પાસે જઈ)

આંધિના અધિષ્ઠાતા ! પ્રલયના ઓ પિતા ! અમારા

દેશમાં શું ખરેખર ઉત્પાત જાગશે! નિલકંઠના બાણુની રક્ષાએ નિર્ભય થઈ નિશ્ચિંત બનેલ આ આર્ય પ્રજા શું આખરે અનાર્યોની ગુલામ બનશે! દયા કર! દયા કર!! ઓ દેવાધિદેવ દયા કર!!! (દેવમૂર્તિના ચરણો પકડી પ્રણિપાત કરે)

**સ્મુરા**—(બલરાજ, મીન્ટો, રસ્કીન સાથે પ્રવેશી) આપ છોટે સરકારની કોઈ ફિક્ર ન કરો સરકાર મગજ પર થોડીસી ચોટ લાગી છે બીલકુલ આરામ થઈ જશે હું ખુદ એમની સારવારમાં રહીશ.

**મીન્ટો**—આપના વૈદ્યો હકીમોથી યે અકસીર ઈલાજ એની પાસે છે. સરકાર! સ્મુરાના હાથમાં સંજીવની છે સંજીવની...

**બલરાજ**—સંજીવની? મહેમાનો જો મૃત્યુલોકના માનવી પાસે સંજીવની હોય તો એ માનવી નહિ દેવ કહેવાય...દેવનું તો અમે પૂજન કરીએ પરદેશી!

**સ્મુરા**—એ દિવસો પણ દૂર નથી સરકાર! તમારા દેશના ઘરઘરનાં દ્વાર પર અમારી પ્રતિમાનાં પૂજન થશે! અમારી વિદ્યાના જાદુ તમારા મન પર વશીકરણ કરશે...આવો છોટે સરકારને આરામ પુછો...

(બલરાજને લઈ સ્મુરા જાય)

**મીન્ટો**—કરોળિયાની જાળ ગૂંથાઈ રહી છે! માખીના શું ભાર છે કે ન ફસાય!

**રસ્કીન**—ધીમે ધીમે વામનમાંથી વિરાટ બનશું! પહેલે પગલે પૃથ્વી! બીજે પગલે આકાશ! અને ત્રીજે પગલે બલીના શિષને છૂંદી પાતાલ સુધી પહોંચીશું...

**ભૈરવ**—(ત્રીશૂલ તાકી મક્કમ પગલે બંને તરફ આગળ વધતાં) અને પાતાલ સુધી પહોંચી પાછા પૃથ્વીના પટપર એવા

પટકાશો કે તમારૂં નામોનિશાન જગતમાંથી એકવાર નાબૂદ થઈ જશે! પરદેશીઓ આ ભૈરવનાથનું ભવિષ્ય છે કે તમારી નીતિ તમારો નાશ કરશે! તમારી સંસ્કૃતિથી જ તમારો નાશ થશે! મહાકાલના ગર્ભમાં તમારૂં સર્જન વિસર્જન થશે!

(દશ્ય પલટો)

(વિરાટ સ્વરૂપ...મહાકાલના ગર્ભમાં સર્જન વિસર્જન)

(પડદો પડે)

——(૦)——

# પ્રવેશ ૫ મો

સ્થળ :—બલરાજનો મહેલ સમય :—રાત્રીનો

(માધવ માતાના નામનું રટણ કરતો અર્ધનિદ્રિત અવસ્થામાં સૂતો છે. સ્મુરા નર્સના વેશમાં તેની સારવાર કરતી એક વિરામાસન પર બેઠી છે. અંદરથી કોઈના આવવાના પગલાંનો અવાજ સંભળાય છે. સ્મુરા ચમકી...ઉઠી આસપાસ જુવે છે. સામેથી ધીમે ધીમે સાવધતાથી ગોપાલ સાથે મહારાણી ભારતી પ્રવેશે છે. ગભરાટમાં ...ઓછા પ્રકાશને કારણે વચ્ચેની ટીપૉય સાથે અથડાય છે. અવાજ થતાં બાજુના આવાસમાં સૂતેલ બલરાજ જાગી જાય છે તપાસ કરવા પ્રવેશે છે. સ્મુરા પ્રકાશ કરે છે. માધવ ચમકી જાગૃત થતાં ભારતીને જોઈ દોડી વળગી પડે).

**માધવ**—(દોડી ભારતીને ભેટતાં) મા! માતા!!

**ભારતી**—બેટા! મારા લાડીલા લાલ!! (માધવને હૈયે ચાંપે)

**બલરાજ**—(ગુસ્સે થઈ) ભારતી! અત્યારે! આ સ્થળે! પતિ આજ્ઞા; રાજ આજ્ઞાનો ભંગ કરી અંતઃપુરમાં પ્રવેશી?

**ભારતી**—મહારાજ! માતાનું હૃદય પુત્રની પ્રેમભરી પુકાર સાંભળી કેમ ન કંપી ઉઠે? બીછોડાયેલા બાલકની આરઝુ ભરી અવાજને કેમ તરછોડી શકે?
સંતાન ખાતર દેહ ને આ દિલ નીચોવ્યાં અમે,
રેડ્યાં હૃદયનાં લોહી એ નિજ લોહીને શું ભૂલીયે?
જનેતાનો પ્યાર જોખમ જોઈને ડગશે નહિ,
મુશીબત હો લાખ માતા પુત્રને તજશે નહિ!

**બલરાજ**—પુત્રના પ્યારમાં અંધ બની આજે તેં ઈન્સાફના કાનૂનને કચડી દીધો છે. બલરાજની ધર્મપત્ની બની આજ તેં ન્યાયના નામને બદનામ કીધું છે. ભારતી જ્ઞાનીઓની ભૂલ માટે શિક્ષા પણ ભયંકર હોય છે. આની આકરી શિક્ષા તારે ભોગવવી જ પડશે...

**માધવ**—શા માટે? પિતાજી અપરાધી બનેલ ઈન્સાનને કાનુન એના સંતાન પ્રત્યે સ્નેહ રાખવાની મના નથી કરી શકતો. ન્યાયની નજરે ગુન્હેગાર ઠરેલ માનવીને કાયદો આપ્તજનોથી પ્યાર કરતાં નથી અટકાવી શકતો!
ન્યાયનો એ ધર્મ નીતિ સાંચવી નિશ્ચય કરો,
ઈન્સાફનો એ મર્મ ના ઈન્સાનીયતને વિસરો;
કાયા ભલે કષ્ટાય એવી કડક શિક્ષા આપજો,
પણ મન કદિએ કોઈનું ના ક્રુર થઈને કાપજો.

**બલરાજ**—માધવ! પિતા સમક્ષ નાના મોઢે મોટી વાતો ન શોભે!

**માધવ**—પિતાજી! પ્રત્યેક સંસારીને મન માતા અને પિતા પરમેશ્વર તુલ્ય પૂંજ્ય છે–વંદનિય છે! એવો કયો પુત્ર હશે કે જે જન્મદાતાના સુખદુઃખનો સંગાથી ન બને! એવો કયો હીણભાગી સંતાન હશે કે જે માતાપિતાના મીઠા આશિર્વાદ મેળવવા સર્વસ્વ ન્યોચ્છાવર ન કરે! આપે જ

શીખવેલું એ આપ કેમ ભૂલી જાવ છો? પિતાજી!
જનનિ અને પ્રિય જન્મભૂમિ માનવીનું સ્વર્ગ છે,
ગૌરવ ગુમાવી એમનું જીવવા મહીં શું ગર્વ છે?
સ્વમાન માતાનું અમારે મન સદા સર્વસ્વ છે,
લાખો અમારાં જાન એના ચરણમાં કુરબાન છે.

**ભારતી**—બેટા!

**માધવ**—માતા!

**બલરાજ**—માધવ!

**માધવ**—પિતાજી! અનેક રાત્રિઓ આંસુ સારી, આશા ભરી આંખે માતાના માર્ગની પ્રતિક્ષા કરી દુઃખ અને દર્દમાં વિતાવી, આજ મહા પ્રયત્ને માતાની માયા ભરી, મમતા ભરી, મધુર વાણીને સાંભળવા ભાગ્યશાળી થયો છું; હવે મને એની શીળી છાંયડી ન તજાવશો. એની હુંફાળી ગોદમાંથી દૂર દૂર ન હડસેલશો. જો ઇન્સાફના કાનૂનનો જરા પણ ભંગ થયો હોય તો એ અપરાધ મારો છે મારી માતાનો નહિ પિતાજી ફરમાવશો તે અપરાધની શિક્ષા હું આનંદથી ભોગવીશ.

**ગોપાલ**—મોટાભાઈ! સાચો અપરાધી કોઈ નહિ હું છું! માતા પુત્રના અન્યોઅન્ય વિના તલપતા વિયોગી હૃદયની વ્યથા મિટાવવા રાજઆજ્ઞાનો અનાદર કરી મેં જ આ સાહસ ખેડ્યું છે! માટે મને જ શિક્ષા ફરમાવો!

**બલરાજ**—શિક્ષા ફરમાવું? કોને? સંતાનને! બંધુને! પત્નીને! મારાં જ સ્વજનો મારી આજ્ઞાનો અનાદર કરી મારા ન્યાયની...મારી નીતિની જ્યાં આવી ક્રૂર હાંસી કરી રહ્યાં હોય ત્યાં શિક્ષાનો અર્થ શું! કંઈ જ નહિ. જ્યાં પ્રવાહ પલટી ગયો ત્યાં હું પાળ કેમ બાંધુ...ગોપાલ, ભારતી,

માધવ સૌ સૌને ફાવે તેમ વર્તો - જાવ; જગતને જાણ કરો, બલરાજનો રાજ્યઅમલ આજથી બદલી ગયો... જાવ અહિંથી ન્યાય અને નીતિનો સૂર્ય સદાને માટે આથમી ગયો.

ગોપાલ—મોટાભાઈ...

ભારતી—સ્વામીદેવ...

માધવ—પિતાજી...

(ઉશ્કેરાટ ભરી હાલતમાં ઉન્માદવશ બની મહારાજ બલરાજ જાય. માધવ, ગોપાલ, ભારતી સાન્તવન દેવા માટે પાછળ જાય.)

સ્મુરા—(ધીમે ધીમે આગળ આવી) બરાબર છે, બલરાજનો રાજ્યઅમલ આજથી બદલી ગયો. અહીંથી ન્યાય અને નીતિનો સૂર્ય સદાને માટે આથમી ગયો.

મીન્ટો—(રસ્કીન સાથે પ્રવેશી) સ્મુરા!

સ્મુરા—વેલકમ મિત્રો ચિનગારી ચાંપી દીધી છે. હવે ભડકો થવાની જ રાહ દેખો...પલપલને અમૂલ્ય ગણી અવિશ્રાંત કાર્ય કરો. આખરી ફત્તેહ આપણી છે.

રસ્કીન—એનો સબળ પૂરાવો રાઘવ.

મીન્ટો—રાઘવ!

રાઘવ—(પ્રવેશી, લશ્કરી ઢબે સલામ કરી) કેપ્ટન! આપના કહેવા મુજબ તમામ કામ આસાનિથી પાર પાડયું છે. તમારી દીધેલી દવા એકે એક ખેતરોમાં મારાં માણસો મારફત છંટકાવી દીધી છે.

મીન્ટો—શાહબાશ. લે એ કાર્યનું આ ઈનામ! બિરાદર ઈમાનદારીથી કામ કર. અમે તને ન્યાલ કરી દઈશું...

(ઈનામ લઈ રાઘવ સલામ કરી જાય)

**રસ્કીન**—અને એના દેશને, એના દેશબંધુઓને પાયમાલ કરી ગુલામીની જંજિરોમાં જકડી લેશું...

**સ્મુરા**—સોનેરી સ્વપ્નોમાં વિહરવાનું છોડી કામ કરો કામ. મિત્રો આપણી ઝેરી દવાના સિંચને આ વર્ષનો તમામ પાક નિષ્ફળ જશે, ધરતીનો સઘળો રસકસ શોષાઈ જશે અને થોડા દિવસોમાં અહીં ઘોર દુષ્કાળ પડશે. હવે ધાન્યના સઘળા, ભંડારો ધનના જોરે ખરીદ કરો. અનાજના એક એક દાણાનો ભાવ સોનાની ભારોભાર લેવો છે.

**મીન્ટો**—અને સ્મુરા, તારે તારી શક્તિનો દોર એ દગ્ધ દિલના રાજવી પર અજમાવી અમારા માર્ગને નિષ્કંટક કરવાનો છે.

**સ્મુરા**—બેફિકર રહો મિત્રો સ્વર્ગના દેવો આપણી સહાયમાં છે. હીપીપ...

**મીન્ટો**
**રસ્કીન** —હુર્રરે, હીપીપ હુર્રરે.

(ખુશાલીના પોકાર કરતા રસ્કીન, મીન્ટો જાય)

**બલરાજ**—(પ્રવેશી) અશાંતિ! અશાંતિ ચારે તરફ અશાંતિ! શાંતિની શોધમાં નીકળેલા માનવીને જીવનમાં શું આખરે અશાંતિ જ સહેવી પડતી હશે! સુખના સ્વપ્નાઓમાં વિહરતા સંસારીને શું આખરે દુઃખમાં જ જિંદગાની પૂરી કરવી પડતી હશે?

**સ્મુરા**—(બલરાજ પાસે જઈ) કદાપિ નહિ સરકાર! સુખ અને શાંતિ માનવી પોતાની મેળે જ મેળવે છે અને પોતાની મેળે જ ગુમાવે છે. ભોમિયો ગોતો, રસ્તો બતાવશે.

**બલરાજ**—ભોમિયો ગોતું! રસ્તો બતાવશે?

**સ્મુરા**—ભોમિયો ગોતવાની કંઈ જ જરૂર નથી સરકાર. આજ્ઞા ફરમાવો હું જ આપનો ભોમિયો બનીશ!

બલિરાજ—તમે…તમે દેવી ?

સ્મુરા—હા. આપનો ઉપકાર કેમ ભૂલાય સરકાર, અમને અહીં રહેવાને સ્થાન આપ્યું ! માન આપ્યું ! અભયદાન આપ્યું ! બદલો તો કંઈક વાળવો જ જોઇએને…

બલિરાજ—બદલાની આશાએ અમે કોઈને કંઈ જ નથી આપતા દેવી ! અમારો ધર્મ ! અમારી ફરજ ! અમને દુશ્મનો પ્રત્યે પણ દિલાવરી દર્શાવવા કહે છે જ્યારે તમે તો મહેમાન છો, અતિથી દેવ છો.

સ્મુરા—અતિથી દેવનો ધર્મ પણ યજમાનને સંતુષ્ટ કરવાનો છે. એની પાસે સંજીવની છે. સરકારના દુઃખી દિલને દર્દી દિમાગને અને થાકેલા અંગને આરામ આપવાની અજબ દવાઈ છે.

બલિરાજ—દેવી ! જીવનમાં રસ નથી !

સ્મુરા—એ રસને હું જાગૃત કરીશ !

બલિરાજ—દિલમાં આનંદ નથી !

સ્મુરા—હું આનંદની છોળો ઉડાવીશ ! સરકાર…લ્યો આ અમૃત રસનું પાન કરો…સંસારની સર્વ આધિવ્યાધિ ઉપાધિ દૂર દૂર ચાલી જશે. (શરાબનો જામ ધરે)

બલિરાજ—(શરાબનો જામ હાથમાં લઈ) દૂર…દૂર…સંસારની સર્વ આધિવ્યાધિ, ઉપાધિ દૂર…દૂર ચાલી જશે…(સુરાપાન) દેવી…આવો આવો.

(સ્મુરાને વિરામાસન પર ખેંચે)

સ્મુરા—(બીજી પ્યાલી ભરતાં ભરતાં) સરકાર…લ્યો…પીઓ…પીઓ.

કવિ— (સવૈયા) નેપથ્ય (કોસ્ચ્યુમ)

પરદેશીના પગલે પગલે રંગત બદલાઈ !
પલટાઈ નીતિ નૃપતિની સંગત બદલાઈ !

કલી બલીના શિર પર બેઠો સન્મતિ વિસરાઈ!
તેજ ગયાં તપ ત્યાગ તણાં ને આંધિ ગઈ છાઈ!
દેશદ્રોહીઓ રાઘવ જેવા મળ્યા વિદેશીને!
નીજ સ્વાર્થમાં અંધ બની પ્રિય ગણી ગુલામીને!
હરાભરા ખેતોમાં એણે વિષનાં સિંચન કીધાં!
લીલૂડી ધરતીનાં એણે રસકસ શોષી લીધાં!
ઘોર પડ્યો દુકાળ...પ્રજા ગઈ ભૂખેદુઃખે ત્રાસી!
પિતા બન્યો વિલાસી પુત્રો અન્નજલના પ્યાસી!
અહીં શરાબની ઉડે છોળો ત્યાં શબ પર ગીધ ઉડે!
અહીં નાચ ગાનોનાં મુજરા ત્યાં મૃત્યુ ગીત ગૂંજે!
તડપતડપ કર ધડકધડક કર ગીત દુઃખનાં ગાતી!
દાતા કેરે દ્વાર! પોકાર! પ્રજા ત્રાહી!...(૨)

(દૂર દૂર...મહેલના ચોગાનમાં પોકાર કરતાં દર્દગીત ગાતાં પ્રજાનાં ટોળાંનો પ્રવેશ).

**પ્રજાજનો—** ગીત (રાગ—માઢ, તાલ—ત્રિતાલ)

પોકાર!... પોકાર!!... પોકાર!!!
પોકાર પ્રજા ત્રાહી દાતા તારે દ્વાર...પોકાર.
જીવતાં મુડદાં હડહડ થાતાં હાડપિંજરોની
ભૂખ્યાં પેટની અગન બુઝાવો લાય ગઈ લાગી!
દાતા તારે દ્વાર...પોકાર.

તન પર કપડાં તૂટી ગયાં દેખો,
રોટી કોઈ લૂંટી ગયા દેખો;
કિસ્મત કાલા ફૂટી ગયા દેખો,
દેવ અમારા રૂઠી ગયા દેખો;
દુકાલ કેરી ઘોર યાતના હવે ન સહેવાતી!
દાતા તારે દ્વાર...પોકાર.

(બલરાજ પ્રજાનો પોકાર સાંભળી ચમકે. શરાબની પ્યાલી હાથમાંથી પડી જાય...)

બલરાજ—પોકાર...પ્રજાનો પોકાર !

સુરા—(ધીમે ધીમે પંપાળતાં) આરામ કરો આરામ...સરકાર આનંદ કરો આનંદ! આવી નાની નાની ઉપાધિઓ મન પર ન ધરો. આપનો કિમતી સમય, જોશભરી જવાની અને મહામૂલી જિંદગાની સાવ નકામી ન વેડફો!

મદીરામાં રહીને મસ્ત લૂંટો લ્હાણ જીવનની,
શરાબી આંખડી ઘેરી બને શરપાવ યૌવનની;
નીરાળી હો સદા દુનિયા પ્રણયના પાદશાહોની,
અજબ સ્વપ્નો ભરી સૃષ્ટિ સુખદ છે જિંદગાનીની.

બલરાજ—દેવી...

સુરા—સબળ બનો સબળ સરકાર. પ્રજાનો માર્ગ પ્રજા પોતે જ ખોળી લેશે. એને જવાબ દેવાની કંઈ જ જરૂર નથી. આંખ આડા કાન કરો કાન...

વિશ્વંભર—(પ્રવેશી) આંખ આડા કાન કરનાર સત્તાધિશોની હસ્તી જગતમાં રહી નથી રહેવાની નથી. મહારાજ પુત્ર સમી આપની પ્રજા આજે ભૂખ અને દુઃખમાં બેભાન બની આશ્વાસન મેળવવા અન્નદાતાને દ્વાર આવી છે! દર્શન આપો દર્શન !

બલરાજ—(શરાબના નશામાં) વિશ્વંભર જાવ, પ્રજાને જણાવો... એને ખુલ્લે ખુલ્લું કહો, અત્યારે મને મલવાની જરાપણ ફૂરસદ નથી...

વિશ્વંભર—ફૂરસદ નથી ! પ્રજાનાં સુખદુઃખ સાંભળવાની–સાંભળીને સાંતવન દેવાની...અત્યારે મહારાજને ફૂરસદ નથી ! આ

શબ્દો મહારાજ બલરાજ બોલે છે! ભારતીનો ભાગ્ય-વિધાતા અમારો અન્નદાતા બોલે છે! પ્રજાના એક શબ્દ પર હસીને પ્રાણ ન્યોચ્છાવર કરનાર એનો પ્રેમાળ પિતા બોલે છે!

**બલરાજ**—સમય બદલાય છે તેમ તેમ સમયના રંગ પણ બદલાય છે જુનો બલરાજ બદલી ગયો, હવે નવો બલરાજ સરજાય છે. વિશ્વંભર જાવ ચાલ્યા જાવ. મારો અમૂલ્ય સમય તમારી વાતોમાં નકામો વીતી જાય છે. (સ્મુરાને) દેવી પ્યાલી ભરો.

**સ્મુરા**—લ્યો સરકાર. (શરાબનો જામ ભરી આપે).

**વિશ્વંભર**—અહીં આનંદના ઉત્સવ ઉજવાય છે ત્યાં પ્રલયનો પવન ફૂંકાય છે, અહીં સુંદરી સાથે શરાબની મહેફિલો મંડાય છે ત્યાં શ્મશાનમાં શબોને ગીધડાં ખાય છે! અન્નદાતા!
લોહીની નદીઓ વહે છે આજ તારા દેશમાં!
મા બ્હેનની ઈજ્જત જલે છે આજ તારા દેશમાં!
આંધળી કતલો ચલે છે આજ તારા દેશમાં!
ભાઈ ભાઈને હણે છે આજ તારા દેશમાં!

**બલરાજ**—વિશ્વંભર!

**વિશ્વંભર**—અન્નદાતા!

**બલરાજ**—મારી નજર સામેથી દૂર થા...

**વિશ્વંભર**—પ્રજાના અવાજનો જવાબ લીધા વિના નહિ જઈ શકું મહારાજ!

**બલરાજ**—મારો ક્રોધ ભયંકર છે...

**વિશ્વંભર**—અહીં શાંતિનો સાગર છે!

**બલરાજ**—જીદનું પરીણામ જીવન નષ્ટ થશે!

સુરા—સરકાર અમે ઈશ્વરને પ્રત્યક્ષ રાખી આપના ચરણે હાથ મૂકી પ્રતિજ્ઞાપૂર્વક કહીએ છીએ કે—

રસ્કીન, મીન્ટો }—અમારો આશય પવિત્ર, નિઃસ્વાર્થ અને શુદ્ધ હૃદયથી પીડિત ઇન્સાનોની સેવા કરવાનો જ છે.

ગોપાલ—મોટાભાઈ

બલરાજ—ગોપાલ આ બધી ધાંધલ મને બિલકુલ પસંદ નથી. સૌ સૌનાં કર્મનાં ફળ કીરતારની ઇચ્છાનુસાર ભોગવે છે, નકામો દોષ કોઈને શા માટે દેવો! રાઘવને છોડી દે! પ્રજાને વિખેરી દે! કોઈની એબ જોવાની કે સાંભળવાની મને જરાયે જરૂર નથી!

ગોપાલ—આપને જરૂર નથી એ જોવાની મને જરૂર જણાય છે. મોટાભાઈ! ભૂખી પ્રજા પેટના ખાડાને પૂરવા પિતાની પાસે અરજ ગુજારવા અને દુઃખમાં દિલાસો મેળવવા દર્શને આવી છે, દર્શન આપો.

દેવનું દિલ સાવ શું આજે દયાહીણું થયું?—
પિતા કેરું હૃદય શું પાષાણ જેવું થઈ ગયું?
બાલકો ભુખ્યાં મરે ને બાપ મહેફિલો ભરે!
આક્રંદ કરતાં છોકરાં ને માવતર મુજરા કરે!

બલરાજ—ગોપાલ ઉપદેશ મારે નથી સાંભળવો. તારી સલાહ હું નથી માગતો. મારી આજ્ઞા એ આજ્ઞા છે એનો અમલ કરો.

ગોપાલ—આસુરી આજ્ઞાનો અમલ નહિ થઈ શકે. મોટાભાઇની મર્યાદા હવે નહિ રહી શકે.

બલરાજ—એટલે?

**ગોપાલ**—બલરાજનું બલ ન્યાય! ન્યાયનું બલ નીતિ! નીતિનું બલ શીલ! બલરાજનું શીલ ગયું! નીતિ ગઈ!! ન્યાય ગયો!!! હવે ન્યાયનો પૂજક ગોપાલ અહીં ક્ષણવાર પણ ઉભો નહિ રહે. મોટાભાઈ રાંકડી રૈયતના રક્ષણ માટે ગરીબ પ્રજાના ગુજારા માટે આજે હું તમારી પાસે આ રીયાસતની ઉપજમાંથી મારો અર્ધો ભાગ માગું છું.

**બલરાજ**—ભાગ! આ રીયાસતમાંથી અર્ધો ભાગ!

**ગોપાલ**—હા મારો હક! મારો અધિકાર!!

**બલરાજ**—ગોપાલ.

**ગોપાલ**—મોટાભાઈ.

(બલરાજના ચરણ પકડી નમન કરી ગોપાલ જાય. ભૈરવનાથનો પ્રવેશ. અટ્ટહાસ્ય)

**ભૈરવ**—જય મહાકાલ

**ગોપાલ**—મહંતરાજ પ્રણામ.

**ભૈરવ**—બલરાજ...ગોપાલ.

કુસંપ કરનારા કદી ફાવ્યા નથી સંસારમાં,
અભિમાન કરનારા ગયા હોમાઈ મૃત્યુ ચક્રમાં;
સુંદરી, સત્તા અને સુરા સળગતી આગ છે,
એ આગમાં આખર જલે જો સિંહાસન ને તાજ છે!

(દૃશ્ય પલટો)

[સત્તા... સુરા... અને સુંદરી
પ્રજાના પોકારમાં સળગતું સિંહાસન]

(પડદો પડે)

અંક ૧ લો

સમાપ્ત



# અંક ૨ જો

## પ્રવેશ ૧ લો

સ્થળ : ભારતીનો આશ્રમ　　　　સમય : સંધ્યાનો

માધવ તથા બાળકો } ગીત (રાગ–પીલુ / તાલ–ત્રિતાલ) (કોસ્ચ્યુમ)

જાગો… જાગો…

જાગો જવાન દીનને શ્રીમાન સહુ ભેદભાવ ત્યાગી,
કરી કુસંપે જુવો દેશની કેવી બરબાદી… …
મંદીર ને મસ્જીદોમાંથી દેવ ગયા ભાગી;
માનવતા ને દાનવતાની ઘોર લડાઇ જાગી.
વિજ્ઞાને વિનાશ સરજ્યો સરજી બરબાદી,
દાવાનલ પ્રગટ્યો ઘરઘરમાં લાહ્ય ગઇ લાગી;
વિદ્યા ગઇ વિદેશે ચાલી સુના બનારસ કાશી,
સુના વૃંદાવન સુની અયોધ્યા પ્રભુ પ્રેમ પ્યાસી.
બન્યા આજ બેભાન ગીતાને કુરાનના અભ્યાસી,
નિર્દોષોના રક્તપાતમાં થાય ધર્મની હાંસી.
સ્મશાન અને કબ્રસ્તાનેથી હાડપિંજરો જાગે;
મસાણમાંથી મુડદાં ઉઠી આજ ન્યાય માગે.
ભૂખમરો ને કોમી હુલ્લડો કોણ અહિંયાં લાવ્યું ?
ભારતના આ નંદનવનને કોણે સળગાવ્યું ?
કોણ પરોણા બની અહિંયાં આવ્યા પરદેશી ?
કોણે હિંદના હૈયા ઉપર હુતાશની ખેલી ? ?
ધર્મ કોમના ઝનૂન રેડી ભેદ પડાવ્યા કોણે ?
ભાઈ ભાઈના ખૂનના તરસ્યા આજ બનાવ્યા કોણે ? ?

રામ અને રહેમાન ગુરુ નાનકના અનુરાગી,
હિંદુ, મુસ્લીમ, શીખ, પારસી સૌ હિંદુસ્તાની;
ગુલામીનું કલંક મિટાવો કરો કુરબાની,
જય સ્વદેશ જય જન્મભૂમિ જય જંગે આઝાદી!

**રાઘવ**—(સૈનિકો સાથે પ્રવેશી) બંધ કરો! બંધ કરો! આ જયનાદો મહારાજ બલરાજના રાજ્યમાં પ્રજાને આવા પોપલાવેડા કરવાની સખ્ત મનાઈ છે.

**માધવ**—મનાઈ છે? આઝાદીના ઉત્સવ, સ્વતંત્રતાનાં પૂજન અને મુક્તિના મંગલપર્વને ઉજવવાની શું મહારાજ બલરાજના રાજ્યમાં મનાઈ છે?

**રાઘવ**—હા, હાં, મનાઈ છે.

**ભારતી**—(પ્રવેશી) તો એ મનાઈ હુકમનો પ્રથમ હું જ ભંગ કરીશ.

**રાઘવ**—તમે! તમે! મહારાણી...

**ભારતી**—હા. હું મહારાણી. પ્રજાના અંતરના અવાજને સત્તા અને શક્તિના જોરે કચડવા તત્પર થયેલ રાજા...રાજા નથી... હકૂમત...હકૂમત નથી... સિતમગરોની હસ્તી શમશેરથી હરગીઝ નહિ ટકે...જનતા જુલ્મથી નહિ ડરે રાઘવ!

**રાઘવ**—રાઘવ નહિ... કર્નલ રાઘવ કહો કર્નલ રાઘવ, મહારાણી. દેશી દિવાન બદલાયા, દરવાન બદલાયા...કાનુન બદલાયા અત્યારે તો વિદેશીઓની વણિક બુદ્ધિએ આ દેશનું તંત્ર ચાલે છે. રાજમાં હકૂમત રાજાની નહિ પણ વશીકરણ વિદ્યા જાણનાર પરદેશી પરોણાઓની ચાલે છે.

**ભારતી**—પરદેશી પરોણાઓ!...સન્મિત્રના વેશમાં ઘરમાં ઘૂસેલા સહૃદ શયતાનો! પિતા પુત્ર અને ભાઈભાઈની વચ્ચે ભેદભાવની દિવાલ ચણાવી નીતિને નામે ન્યાયનું ખૂન

ફરતા વિદેશી ગૂંડાઓ! અને તમે...તમે એ હથિયારના હાથાઓ...તુચ્છ સ્વાર્થને ખાતર બાપને ખેવફા બની સગી માને પારકા જોડે પરણાવવા નીકળેલ આ દેશના ગુલામ બેટાઓ...

**રાઘવ**—ગુલામ ?

**ભારતી**—હા ગુલામ! અરે ગુલામથીએ બદતર ઇન્સાન, હેવાન!

**રાઘવ**—હેવાન! મહારાણી અપમાન ન કરો.

**ગોપાલ**—(પ્રવેશી) તો માનમાં રહી અત્યારે જ અહીંથી પાછા ફરો. રાઘવ અધિકારના તોરમાં સાનભાન ગુમાવી છતી આંખે અંધ ન બનો.

એ ઘડીની બાદશાહી એ ઘડીનો તોર આ,
ત્રીજી ઘડી બાકી નથી શાને મચાવ્યો શોર આ;
આંખો ભલે થઈ અંધ પણ અહીંયાં હૃદય છે દેખતાં,
એ હૃદયને નહિ છેતરી શકશે તમારા દેવતા.

**રાઘવ**—મહારાજ કુમાર.

**ગોપાલ**—ખામોશ. રાઘવ. હવેથી મહારાજ ગોપાલ કહો, આ દેશનો અર્ધ અધિષ્ટાતા, મહારાજ બલરાજનો બરોબરિયો, પૂર્વનો ભાગ્યવિધાતા કહો.

**ભારતી**—પૂર્વનો ભાગ્યવિધાતા!

**રાઘવ**—પણ મહારાજ બલરાજની આજ્ઞા...

**ગોપાલ**—અહીં મહારાજ ગોપાલની સત્તા છે, મહારાજ ગોપાલની આજ્ઞા છે. મહારાજ ગોપાલની હકૂમતમાં કોઈની સત્તાને, કોઈની શક્તિને, કોઈની આજ્ઞાને સ્થાન નથી. જાવ ચાલ્યા જાવ.

**રાઘવ**—મહારાજ પસ્તાવું પડશે.

**ગોપાલ**—પરવા નહીં. જાવ.

**રાઘવ**—(જતાં) આ પરદેશીઓનો બીજો દાવ... કંગાલોને તુચ્છ સમજનાર તવંગરોના ઘરમાં દાવાનલ સળગ્યો... સળગવા દો...ગરીબોનાં ઝુંપડાં બાળનાર અમીરોની આલિશાન ઇમારતો સળગવા દો. શ્રીમંતોની હવેલીઓના પત્થરે પત્થર પીડિતોની આહની આગમાં જલીને ભસ્મીભૂત થવા દો... હા...હા. (અટ્ટહાસ્ય કરતાં જવું)

**ભારતી**—મહારાજ ગોપાલ...(પાસે જઈ) ગોપાલ

**ગોપાલ**—ભાભી મારા હક્કનો હિસ્સો માગી મોટાભાઇથી મારું સ્થાન હું અલગ કરવા માગું છું...આ રાજ્યના બે ભાગ પાડી એક ભાગ પર હું મારો અધિકાર સ્થાપું છું.

**ભારતી**—ભાગ...ભાગલા...જનનિ જન્મભૂમિના ભાગલા ... ધરતી માતાના ટુકડા. ગોપાલ, માતાના ટુકડા કરી સંતાન શું મોઢું લઈને જીવી શકે! જીવીને એ મૃત માતા પાસેથી દૂધરૂપી અમૃતની આશા કેમ રાખી શકે!

**ગોપાલ**—એ વિના બીજો એકે ઉપાય નથી. ભાભી માતા—પરદેશીઓના પગલે પગલે આ ધરતીના રસકસ ચૂંસાય છે...લૂંટાય છે. એના લાખો પ્યારા બેટડાઓ ભૂકી અનાજ અને ટુકડા વસ્ત્ર માટે જ્યાં ત્યાં રખડતા આજે દુઃખ દારિદ્રયની ચક્કીમાં પીસાય છે. એના ઉદ્ધાર માટે આપણા આ નંદનવનને ઉજ્જડ થતું અટકાવવા માટે ભાગલા એ એક જ માર્ગ અનિવાર્ય છે.

**ભારતી**—ભાગલા-દેશ સેવાને નામે દેશના ભાગ્ય વિધાતાઓ જ્યાં દેશનું નીકંદન કાઢવા તૈયાર થયા હોય...પ્રભુ સેવાને નામે અંધશ્રધાળુ ભક્તોની અજ્ઞાનતાનો લાભ લઈ ધર્મના

થાંભલાઓ નિજ સ્વાર્થને પોષવા જ્યાં લોહીની નદીઓ વહાવતા હોય... માનવતાને નામે જ્યાં દાનવતાનાં ઘોર તાંડવ ખેલાતાં હોય ત્યાં પ્રેમ વિના–સ્નેહ વિના શાંતિ કદી પણ નહિ સંભવે! ગોપાલ! ભાગલા, એ કુસંપમાંથી અવિશ્વાસમાંથી ભાઈ ભાઈની નિર્બળતામાંથી ઉદ્‌ભવેલું વેરઝેરને વધારનારૂં ભયંકર ભૂત છે, એનો વળગાડ આબાદ નહિ બરબાદ કરશે, કુસંપનું પરિણામ ગુલામી અને ગુલામીનું પરિણામ આખરે ધાર્મિક, સામાજીક અને નૈતિક પતનમાં પરિણમશે! ( જવું )

**ગોપાલ**—ભાભી, ભાભીમા...કુસંપનું પરિણામ ગુલામી અને ગુલામીનું પરિણામ આખરે ધાર્મિક, સામાજીક, અને નૈતિક પતનમાં પરિણમશે.

**માધવ**—( પાસે જઈ ) સત્તાનો શોખ, અને મોટાઈની મહત્તા, માનવી માત્રને વિનાશને પંથે ઘસડી જાય છે કાકા...તમે તો ગોપાલ. પૃથ્વી રૂપિ ગૌમાતાના પાલનહાર...એ ગૌમાતાનું ગળું રૂંધી, પૃથ્વી દેવીના અંગને છેદી અધિકાર સ્થાપવા માગો છો? મધુર મુરલીના નાદે વિશ્વને પ્રેમના મંત્ર સુણાવનાર સાધુ...કર્મયોગી શ્રી ગોપાલકૃષ્ણના નામને કલંકિત કરવા માગો છો?

કર્તવ્યને શું ત્યાગના સિદ્ધાંત ભૂલી જાવ છો?
ભાવનાને ફરજમાં સતકર્મ ચૂકી જાવ છો?
ધર્મને નામે અધર્મે કેમ ડૂલી જાવ છો?
સેવક થઈ માલિકીના મોહપાશમાં સપડાવ છો?

**ગીતા**—( નેપથ્ય ) **ગીત** (રાગ–ભેરવી / તાલ–દાદરા)

ભૂલેના ત્યાગી ભાવના રાગી સંયમ નીયમના ધરનારા,
ડૂલેના યોગી સંસાર વિયોગી આદર્શોમાં આથડનારા;

વ્રત વીરોનાં હોય નિરાળાં વીષમ જગનાં વીષ પીનારાં,
સંત મહંત અનંત ગુણોના પૂજક દૈવી અંશ પ્રભુના.

(ગીત ગાતી ગાતી ગીતા ધીમે ધીમે પ્રવેશે—હાથમાં પુષ્પો છે)

ધૂણી ધીખાવી ધર્મની જેણે સેવક સાચા દીન જનોના;
અવધૂત અંગે ચોળી ભભૂતી વીકટ પંથે વિચરનારા.

**ગોપાલ**—ગીતા !

**ગીતા**—(ગોપાલના ચરણે પુષ્પો મૂકી પ્રણામ કરી) પ્રણામ ! કુમાર ! આખરી વિદાય માગવા આવી છું ! પિતાની પ્રતીજ્ઞાની પૂર્ણાહુતિમાં બલી બનવા જતાં પહેલાં પ્રીયતમની પ્રતીમાનાં છેલ્લાં દર્શન કરવા આવી છું !

**ગોપાલ**—છેલ્લાં દર્શન ?

**ગીતા**—હા આવતી કાલના પાટોત્સવમાં હું શક્તિપતી શંકરની સેવિકા બનીશ... દેવાધિદેવ મહાકાલના ચરણે દેવદાસી બની આ દેહ સમર્પણ કરીશ. દેવદાસીએ સંસારના રાગ-વિરાગ, ભોગ-વિલાસ, મોહ-માયાનો ત્યાગ કરી દેવસેવામાં જ ચિત્તને સ્થીર કરવું જોઇએ. મનને જીતી આ જન્મ અપરણીત રહી બ્રહ્મચારીણી બની આશ્રમના કડક નીયમોનું પાલન કરવું જોઇએ !

**ગોપાલ**—બ્રહ્મચારીણી ! દેવદાસી ! ! ગીતા ! ગોપાલના શુદ્ધ સ્નેહની આવી ક્રૂર હાંસી ! ગોપાલના દૈવી પ્રેમની આવી વીષમયી પ્રસાદી ?

**ગીતા**—નહિ ગોપાલ ! પ્રેમની કસોટી ! સોનાને શુદ્ધ થવા તાપમાં તપાવું પડે ! ચંદનને સુવાસ પ્રસરાવવા પત્થરથી ઘસાવું પડે ! આપણો સ્નેહ સોના જેવો શુદ્ધ અને ચંદન જેવો સુવાસિત બનશે ! ગીતાનો હૃદયનાથ ગોપાલ ! આરાધ્ય દેવ ગોપાલ ! મહાકાલની પ્રતીમામાં પણ ગીતા તો ગોપાલનાંજ દર્શન કરશે...

અળગા ભલે હો દેહ પણ આ દીલ અળગાં ના થશે,
મન મંદીરે અંકિત મૂર્તિ એક બસ તારી હશે;
કાયા થકી છાયા કદીએ દૂર થઈ શકશે નહિ,

**ભૈરવનાથ**—(પ્રવેશી) ગોપાલ ! ગીતા ! ધર્મનો આદેશ વિસરશે નહિ.

**ગીતા**—મહંતરાજ પ્રણામ !

**ગોપાલ**—ભૈરવનાથ !

**ભૈરવનાથ**—જય 'મહાકાલ...કુમાર દૈવી અને આસુરી શક્તિનું યુદ્ધ માનવ હૃદયમાં અહર્નિશ ચાલ્યા જ કરે છે ! જીવન સમુદ્રનું મંથન કરવાથી કોઇને ભાગે કલ્યાણકારી અમૃત તો કોઇને ભાગે હલાહલ ઝેર આવે છે ! અમૃત પાન કરનાર દેવ કરતાં વીષપાન કરનાર મહાદેવની મહત્તા સંસારમાં સર્વ શ્રેષ્ઠ મનાય છે !

**ગોપાલ**—વીષપાન...

**ભૈરવનાથ**—હા વીષપાન...વાસના માત્ર વીષમયી છે ગોપાલ...તું જે માર્ગે જઈ રહ્યો છે ત્યાં સુખ નથી—શાંતિ નથી. સળગી રહી છે, પ્રજળતી ચીતા વિનાશની ! દૂર દૂર દેખાતા મૃગજળમાં ન મોહ ! પરપોટાસમ ક્ષણિક સુખો સામે ન જો ! તમારો દેશ...તમારો ધર્મ આજે કુરબાની માગે છે. તમારી માતા જનનિ જન્મભૂમિ ચોધાર આંસુએ રડતી જનેતાના દૂધને દીપાવવા આજે દીકરાને સાદ પાડે છે...

**ગોપાલ**—મહંતરાજ !

**ભૈરવનાથ**—કુમાર !

દર્દ પૂર્યાં વિદેશીએ દેશીના શરમાં,
દુશ્મનો ભાઈ બન્યા છે ભાઈના ઘરનાં;
નોળિયાઓ ભરાયા છે સાપના દરમાં,
પરાયા માલીક બન્યા આપના ઘરના.

ગોપાલ—પરાયા માલીક !

વિશ્વંભર—( લોહી લોહાણુ હાલતમાં પ્રવેશી ) હા ! પરાયા માલીક. જેની વાણીમાં વાણીઆની મીઠાશ...બ્રાહ્મણોની લુચ્ચાઈ, રાજપૂતોની ખૂટલાઈ અને શુદ્રોની શયતાનીયત ભરી છે એના બેવફાઈ અને નીમકહરામીના નમુના પરાયા માલીક !

ગીતા—બાપુ તમારી આ દશા ?

ગોપાલ
ભૈરવ } —વિશ્વંભરનાથ શું થયું ?

વિશ્વંભર—જ્યાં પોતાના પારકા બને અને પારકા ઘરના માલીક બને ત્યા બીજું શું થાય.

પલટાય કિસ્મત કર્મથી માલીક બને નોકર,
ભિખારી રાજા બને એ ભાગ્યની ઠોકર;
લૂંટાય ઈજ્જત આબરૂ શક્તિ અને સંપત,
ઘર ફીટે ઘર જાય હલકી થાય જો સંગત.

ગીતા—બાપુ...

વિશ્વંભર—દીકરી પૂર્વે કર્મના સંચિત પાપનાં ફળ રૂપે આ પાછલી જિંદગીમાં જનનિ જન્મભૂમિમાંથી જાકારો જડ્યો, જાણ્યે અજાણ્યે થયેલા દેવદ્રોહના અપરાધે ધરતી માતાની મીઠી ગોદનો આશરો ગયો !

ગોપાલ—આશરો ગયો... ક્યાં ?

વિશ્વંભર—પરદેશીઓની પ્રપંચજાળમાં... ખેતી વિકાસને બ્હાને ભોળા રાજાને ભરમાવી વિદેશીઓએ પોતાના દેશમાંથી યંત્રો ટ્રેક્ટરો મંગાવ્યાં. એનો ઉપયોગ કરાવવા સત્તાની ઓથે ફરજિયાત એણે હળપતિઓનાં હળ બંધ કરાવ્યાં. મેં ખેડુબંધુઓનું સંગઠ્ઠન કરી સામે બંડ ઉઠાવ્યું. શામ,

દામ, ભેદ અને દંડનો ઉપયોગ કરી પરદેશીઓએ અમારૂં સંગઠન તોડી નાખ્યું...મારા પરનું વેર વાળવા...મને પાયમાલ કરવા મારાં જ ખેતરોમાંથી રેલ્વે લાઈન પસાર કરવાનો પરદેશીઓએ રાજ પાસેથી ઈજારો મેળવ્યો... ન્યાય માગવા હું અદાલતે ગયો, અદાલતે ઈન્સાફ દીધો તમારૂં તમે સોંપી દો...સામે થયો...હકૂમતે ઘરબાર લૂંટી ધક્કા મારી હદ પાર કર્યો...

ન્યાય જ્યાં અન્યાયથી નિર્દોષને દંડે,
ઈન્સાફ જ્યાં શયતાનીયતના ફસાયે ફંદે;
પુણ્ય કેરી પાળને રખવાળ જ્યાં તોડે,
ભક્ષક બને ભગવાન ત્યાં સંતાન શું બોલે ?

**માધવ**—સંતાન એ બોલે કે—

ભગવાન પાલનહાર થઈ મન મંદિરે બેસો,
તો શ્રદ્ધા અને ભક્તિ ભરેલાં વંદનો લેશો;
નહિતર ગણી પત્થર તમોને દૂર ફેંકીશું;
પ્રભુતા પ્રભુ તારી અમે હદપાર લેખીશું.

**ભૈરવ**—જય મહાકાલ. ભગવાન રૂદ્રની પ્રચંડ સ્વારી પ્રલયના તાંડવ નૃત્ય કરતી નવખંડ ધરતી ધ્રૂજાવતી પર્યટન કરવા નીકળી ચૂકી છે. આંધી આવી રહી છે. સુનારા જાગો. મહાન વિપ્લવની આગ તમારા દેશમાં પણ લાગી ગઈ છે.

(નેપથ્ય. ઇન્કીલાબ ઝીંદાબાદ, આઝાદી અમર રહો, ભારત માતાકી જે...ના પોકારો. સૈનિકના વેશમાં રાજુ તથા કેટલાક યુવાનોનું પ્રવેશવું).

**રાજુ**—(વિશ્વંભરને પ્રણામ કરી) દાદા પ્રણામ.

**વિશ્વંભર**—ચીરંજીવ. રાજુ બેટા કયાં જાવ છો ?

રાજુ—જુલ્મોનો જવાબ લેવા. પ્રજાના પીડનારાઓને પ્રજાના હાથનું પાણી બતાવવા. ( ભૈરવનાથ પાસે જઇ ) મહંતરાજ આશિર્વાદ આપો કે દુશ્મન દલમાં હાહાકાર વર્તાવી માતાના દુધને દીપાવતો હસતે મુખે હું સમરભૂમિમાં શયન કરૂં. મહંતરાજ આશિર્વાદ આપો કે પ્રાણના ભોગે પિતાના પાપનું કલંક ધોઇ પૂર્વજોની કીર્તિને ઉજ્જવળ બનાવી મારા દેશનું હું ગૌરવ વધારૂં.

ભરશું ફનાના પંથ પર આગે કદમ,
મરશું પુકારી ગીત વંદેમાતરમ્;
ધર્મનો ધ્વજ રોપી કરશું દુષ્ટ પાપીનું દલન,
હો પ્રાણના ભોગે સદા આઝાદ પ્યારૂં અમ વતન.

ગોપાલ—અમ વતનની આઝાદી માટે મરીફીટવાની તમન્ના ધરાવતા મરજીવાઓ ચાલો સ્વાધિનતાના સંગ્રામની રણભેરી બજાવો.

ડોલી ઉઠે આખું જગત જયહિંદની વીરહાકથી,
કંપી ઉઠે બ્રહ્માંડ સઘળું ધનુષના ટંકારથી;
સ્નાન શોણિતનાં કરો જંજીરના ઝણકારથી,
લોહીના અક્ષર લખો જય ભારતી જય ભારતી.

બલરાજ—( પ્રવેશી ) ભારતીની જય જય પુકારનાર ઓ મૂર્ખાઓ અટકી જાવ. સત્તા સામે શીર ઉંચકનારનું શીર હાથીના પગ નીચે છુંદવામાં આવશે, હથીઆર ઉંચકનારના હાથો કાપી નાખવામાં આવશે.

ગોપાલ—પધારો મોટાભાઇ, રૈયતને રીબાઇ રીબાઇને મરતી જોવા આખરે ફૂરસદ મેળવીને આપ આવી શક્યા એટલાં અમારાં અહોભાગ્ય ! અન્નદાતા હથીઆર ઉપાડો અહીં સૌ મરવાજ આવ્યા છે.

બલરાજ—મરવા આવ્યા છે ? તો ભલે ઉઠાવો તલવાર.

ગોપાલ—અમારી તલવાર અમારા દેશ બાંધવો સામે નહિ, વિદેશી કુત્તાઓ સામે વાપરવાની છે અમારા હથીઆર ભાઈ ભાઈ સામે નહિ પણ કસાઇનું કામ કરતા એ પરદેશી ગુંડાઓ સામે ઉંચકવાના છે, ભાઇ સામે વાપરવાનું શસ્ત્ર હિંસક નહિ અહિંસક છે! અને તે સત્યાગ્રહ…

બલરાજ—સત્યાગ્રહ ?

ભારતી—( પ્રવેશી ) હા સત્યાગ્રહ…અસત્‌માંથી સતમાં…અને અંધકારમાંથી પ્રકાશમાં લઇ જનાર દિવ્ય શસ્ત્ર!

બલરાજ—ભારતી…

ભારતી—મહારાજ!

બલરાજ—આ સર્વે અનીષ્ઠનું મુળ તું જ છે, જન સમુદાયમાં અસંતોષની આગ પ્રગટાવનાર…રાજા સામે થવાનું પ્રજામાં આત્માભિમાન જગાડનાર તું…એક તું જ છે, મારે તને બંદિવાન બનાવી…મારી હકૂમતમાંથી હદપાર કરવી પડશે, સૈનીકો મહારાણીને કેદ કરો.

સરદાર—મહારાજ…

બલરાજ—કેમ પગ નથી ઉપડતા…મારો હુકમ નથી સાંભળતા… આજ્ઞાનો અમલ કરો.

સરદાર—અવિનયની ક્ષમા…કૃપાનિધાન અમે સૈનીકો છીએ, નિર્બળ નિ:શસ્ત્ર કે અબળાઓ સામે અમારો ઉપયોગ અમે નથી ઇચ્છતા રણમેદાનમાં દુશ્મનો સામે લડીને મરવાની આજ્ઞા કરો…પ્રાણ જતાં સુધી પાછા કદમ ન ભરશું આ કામ અમારાથી નહિ બને.

બલરાજ—નહિ બને…કોણ છે હાજર ?

રસ્કીન }
મીન્ટો } —સરકાર
રાઘવ }

અલરાજ—આ નીમક હરામને ગીરફતાર કરો...મહારાજ અલરાજની આજ્ઞાના અનાદર માટે હમણાંને હમણાં ફાંસીએ ચડાવો.

ભારતી—ખબરદાર, એક પણ ડગલું આગળ ન વધશો...મહારાજ! કેદ કરવાનો કે ફાંસીએ ચડાવવાનો આપને શું અધિકાર છે?

અલરાજ—અધિકાર...હું અહીંનો અધિષ્ઠાતા છું. આ દેશનો ભાગ્ય-વિધાતા છું.

ભારતી—દેશના ભાગ્યવિધાતા આપનું ભાગ્ય પણ હવે આપના હાથમાં નથી. જે અધિકારથી તમે ઈન્સાફ આપો છો એ અધિકાર હવે તમારો નથી.

અલરાજ—મારો અધિકાર નથી! ત્યારે કોનો છે?

ભારતી—પ્રજાનો! પ્રજાના પ્રેમવિના રાજવીના રાજ કે સમ્રાટના તાજની કીંમત શું? નાહક નિર્દોષોને ન સતાવો, આવો ગુન્હેગાર હું છું મને ખુશીથી બંદીવાન બનાવો.

ગોપાલ—ભાભીમા...

માધવ—માતા...

ભારતી—ગોપાલ-માધવ શાંત રહો, પતિના પાપનું પ્રાયશ્ચિત પત્નીને કરવા દો. સ્વામિના હાથે જ સતિના સૌભાગ્યને જકડાવા દ્યો સ્વામીદેવ, આવો બેડીઓ પહેરાવો.

અલરાજ—જરૂર...પહેરાવવીજ પડશે! કર્નલ! બેડી લાવો (રાઘવ બેડી આપે)

માધવ—(વચ્ચે આવી) ઉભા રહો પિતાજી, માધવના જીવતાં એની માતાને કોઈ બંદીવાન નહિ બનાવી શકે-હું આપના માર્ગ વચ્ચે મારા દેહની દીવાલ આડી ધરીશ એને છૂંદી આપ પછી જ આગળ વધી શકશો.

(માર્ગમાં રસ્તો રોકી માધવ સૂવે)

બલરાજ—તો ભલે તેમ હો મારો નિશ્ચય પુત્રના દેહ પરથી ડગ દેતાં નહિ ડગે મારી ઇચ્છા સંતાનના શરીર પરથી ચાલતાં નહિ ચળે !

( બલરાજ માધવના દેહને કચડી આગળ વધે ગોપાલ વચ્ચે આવે )

ગોપાલ—શાહબાશ મોટાભાઇ...પુત્રના દેહ પરથી ચાલતાં જેના પગ નથી અચકાયા તેને ભાઇના દેહની શું કીંમત ! આવો આ ભાઇના દેહને પણ છૂંદી ખુશીથી આગળ વધો...

બલરાજ—બલરાજની કસોટી કરો છો...ફીકર નહિ ! બલરાજનું હ્રદય પત્થરનું છે બલરાજનું દીલ લોખંડનું છે ભારતી હાથ લંબાવ. ( ગોપાલને કચડી આગળ વધવું )

ભારતી—હ્યો ! સ્વામિ દેવ...

માધવ—માતા...

ગોપાલ—ભાભીમા...

ભૈરવ—જંજીરો પડી...આઝાદ ભારતી આજ એના સૌભાગ્ય દેવને હાથે જ ગુલામ બની.

—ટેબ્લો—

( પડદો પડે )

---

## પ્રવેશ ૨ જો

સ્થળ. લાલ કિલ્લો　　　　　　　　　　　　સમય. રાત્રીનો

( જમાદાર સાલમીન ખભાપર બંદુક ટેકવી કિલ્લાને ફરતો પહેરો દઈ રહ્યો છે...લપાતાં-ધીમે ધીમે સ્મુરા, રસ્કીન, મીન્ટો પ્રવેશે છે )

સ્મુરા—મીત્રો આ દેશમાં આપણું સામ્રાજ્ય સ્થાપવાનાં સ્વપ્નાં સિદ્ધ કરવાનો સમય આવી ગયો છે, શહેનશાહતે બ્રીટાનીયાએ

આપણા કાર્યને સાથ આપવા લડાયક મનવારોનો એક સુનંદો કાફલો સ્વાધીન હિંદને પરાધિન બનાવવા રવાના કરી દીધો છે.

**રસ્કીન**—યુનીયન જેકને અણનમ ફરકતો રાખવા આખરી દમ સુધી અમે ઝઝુમશું.

**મીન્ટો**—વતનના નીશાનની શાનને આ બે વતનમાં અમે પ્રાણના ભોગે સાચવશું.

**સ્મુરા**—પ્રાણ અને પ્રતીક્ષા, શક્તિ અને સત્તા, નિર્બળ માટે નહિ બળવાન માટે છે સલ્તનતની સાચી શક્તિ સૈન્ય…સૈન્યની સાચી શક્તિ શસ્ત્ર અને સરંજામ એ શસ્ત્ર સરંજામ અહિં સંગ્રહાયો છે. મહારાજ બલરાજનો વફાદાર જમાદાર એની રખવાળી કરે છે, કોઇપણ પ્રયત્ને એને આપના પક્ષમાં ભેળવવો જ જોઇએ.

**મીન્ટો**—સ્મુરાને માટે કોઇ પણ કાર્ય અશકય નથી.

**રસ્કીન**—છળ, કપટ, બળ અને બુદ્ધિ એ બ્રિટિશ તંત્રનો પહેલો મંત્ર છે. દાવ અજમાવો.

**સ્મુરા**—દાવ નિષ્ફળ જાય તો ઘાવ કરવાની સંપૂર્ણ તૈયારી રાખો. રસ્કીન કદાચ યુદ્ધ કરીને પણ આ ભંડારો આપણે કબજે કરવાની જરૂર પડે માટે થોડા વફાદાર દેશી સૈનિકો સાથે રાઘવને લઇ અહીં આવો અને મીન્ટો તમે આપના વિદેશી યોદ્ધાની એક ટુકડી લઇ મહારાજ બલરાજને નજર કેદ રાખો—કાલ સૂર્યોદય પહેલાં યુનિયન જેક આ દેશ પર ફરકવો જ જોઇએ. લોંગ લીવ અવર ગ્રેશિયસ કીંગ.

**રસ્કીન**
**મીન્ટો** }—લોંગ લીવ અવર ગ્રેશિયસ કીંગ. (પુકાર કરતાં જવું).

**સ્મુરા**—(સ્વ) શેતરંજ માંડી...પાસા ફેંકયા...હવે માર્ગમાં આવતાં તમામ સોગઠાં સાફ કરવાં જ પડશે.

(સ્મુરા ધીમે ધીમે આગળ વધી કિલ્લાના દ્વાર સુધી પહોંચે...અવાજ થતાં જમાદાર સાલમીન બંદૂક તાકી...ઉભા રહેવા પડકાર કરે)

**સાલમીન**—રૂક જાવ...(પાસે જઈ) કોન...મેમ સાબ ? અકેલાં ? મધ્ય રાત્રિએ ?

**સ્મુરા**—(સ્મિત કરી નયનોથી વિલાસી ચેનચાળા કરતાં) સહેલગાહકે લિયે. આપકી ખિદમતમેં આરામ ઔર આનંદ લૂંટનેકે લિયે.

**સાલમીન**—મેરી ખિદમતમેં ? આરામ ઔર આનંદ ?

**સ્મુરા**—જાનીસાર ! મર્દોંકી મહોબત હમે બોત બોત પસંદ હે, હમ અંગ્રેજ લોક જાતભાતમેં માનને વાલે નહિ હે...જમાદાર લવ ઇઝ બ્લાઇન્ડ. ઇશ્ક અંધા હે...અંધા.

**સાલમીન**—યે આપ કયા બોલ રહે હો...દિમાગ ઠીકાને હે યા નહિ ?

**સ્મુરા**—દિમાગ...આપકે દર્શનમેં ખો ગયા...જમાદાર સાબ. અબ હકીમ હોકર દવાઇ દીજીયે.

**સાલમીન**—દવાઇ ! મેરી પાસ તો પાક પરવર દીગારકા નામકી દુઆઇ હે. આલાયે હઝરત મહમદ નબીકી બંદગી હી મેરી જીવનકી કારવાઇ હે.

**સ્મુરા**—અબ તો જિંદગીકી જવાની હે, જવાનીકા જોશ શર ફરોસહોકર ફીસ લિયે ગુમાતે હો. આઓ...કદમ બઢાઓ. હુસ્નકા—ખજાના દીખાદું...બેહસ્તકા બાદશાહ બનાદું.

**સાલમીન**—બદીકા ગુલામ હોકર બેહરતકા દર્શન હમે નહિ ચાહિયે...નેકી ઓર ન્યાયકો મીટા કર હુરનકી હીફાઝત હમે નહિ ફરમાઇએ.

જિંદગી હે જવાની ઓર જવાની હે જિંદગી,
ખોકર પિછે પસ્તાયગે કરલે ખુદાકી બંદગી;
કર ભલા હોગા ભલા હે દૂર તેરા કરબલા,
જાના જરૂર છુટ્ઝત જવાની જિંદગી આખીર ફના.

**સ્મુરા**— ફના હોકર ભી મહોબત રખતી હૈ જિંદા
મરમર કે જીતા હે જગતમે ઇશ્કકા બંદા;
પ્યાર કી લૂંટ લૂંટ કે બસ દિલકો લૂંટાના,
માશૂક કી માસુમ નિગાહ કો ભૂલના જાના.

**સાલમીન**—યે સમઝાકર આપ કયા ચાહતે હો ?

**સ્મુરા**—મહોબત...મહોબતસે મીલી હુઇ વફાદારી.

**સાલમીન**—વફાદારી ? વો તો હમારા માલીકકો હમ દે ચૂકે હે. હમારી પાસ નહિ હે.

**સ્મુરા**—વો માલિક કો બદલ કર હમે માલીક બનાવ...હમ વફાદારીકી જ્યાદા કદર કરેંગે.

**સાલમીન**—વફાદારી ખરીદી નહિ જાતી હે મેમસા'બ. આપ હમકો નીમકહરામ બનાને આયે હે ? આરબ ઓલાદકી નીમકહલાલી ખરીદને આયે હે ? ? મેરા આખરી ફેંસલા સુન લો સચ્ચા મુસલમીન ઓર સચ્ચા સિપાહી માલીકકો કભી બેવફા નહિ બનેંગે.

વફાદારી જાનસે બઢકર હમે પ્યારી,
ખુદા વોહી હમારા મઝહબ વફાદારી;
ઇસ્લામકા ઇમાન વોહ રહેમાન અલ્લાહી,
વફાદારી જન્મ ઓર મૃત્યુ વફાદારી.

ગીત (રાગ–ભેરવી / તાલ–ત્રિતાલ)

ખુદાના પાક બંદાઓ કદી નાપાક ના થાશે,
હવસની આગમાં કૂદી જલીને ખાખ ના થાશે;
બની બેહોશ બેદર્દી બદીને દ્વાર ના જાશે,
હસીનોની હીફાઝતમાં કદી હેવાન ના થાશે.
ઇશ્કના આશકો કેરી કદીના પ્યાસ બુઝાશે,
જવાની જોશ જીવનનું મીટ્ટીમાં જો ફીટ્ટી જાશે;
ખલકના ખેલ છે ખોટા અલીને યાદ કર બંદે,
મંઝીલ એ આખરી માલીકને દરબાર લઇ જાશે.

**રસુરા**—માલીકકે દરબારકી મંઝીલ દૂર દૂર હે જમાદાર સાબ, હમારી બાતકા સ્વીકાર કરો.

**સાલમીન**—સ્વીકાર? સચ્ચા આરબ કીસીકી મીઠી જબાનકા શિકાર બનકર અપના ઇમાન કભી નહિ બેચતે...અપની ફર્જકો ભૂલ કર બેવફા બનના ઇસકા ખૂનમેંભી નહિ હે.

**રસ્કીન**—(પ્રવેશી) તો વો ખૂનકો પલટાનેકા કીમિયા હમારી પાસ હે જમાદાર! દોસ્ત બનને ચાહતે હો યા દુશ્મન?

**સાલમીન**—દુશ્મન કભી દોસ્ત નહિ બન શકને સાહેબ લોક...ગોરા દેખાવ મગર કાલા દીલ, બેઇમાની ઓર બેવફાઇ અપને દેશવાલેકો મુબારક હો.

**રસુરા**—જમાદાર! યે દેશકે સાથ આપકો કયા મતલબ હે આપ તો પરદેશી હે.

**રસ્કીન**—હાં...હમ પરદેશી...ઓર તુમભી પરદેશી! પરદેશી...પરદેશીકા મદદગાર બને ઇસ દેશમેં અપના રોજ...અપની સરકાર...

**સાલમીન**—ખામોશ! માલીકકા દ્રોહકી બાત મત કરો...યહાંસે ફોરન ચલે જાવ વરના...

**રસ્કીન**—મામલા બીગડ જાયગા…કયું ! જમાદાર જરા પીછે નજર કરો પીછે.

(રસ્કીનની ઇશારતે રાઘવ થોડા સૈનિકો સાથે સાલમીનને ઘેરી વળે).

**સાલમીન**—પરદેશી…દગા ?

**રસ્કીન**—નહિ વફાદારીકા બદલા. રૂઠી હુઇ કિસ્મતકા ફેંસલા…અબ યે ભંડારોકા કબ્જા હમારા હે…તાબે હો જાવ.

**સાલમીન**—આરબ ઓલાદકો તાબે કરના સહેલ નહિ મુશ્કેલ હે. આંધીમેં આથડના…તૂફાનમેં ટક્કર ઝીલના ઓર મોતકા મુકાબલા કરના વોહ તો હમ જન્મસેં શીખતા હે, સાહેબ લોક.

**સ્મુરા**—યહાં તોપ ઓર મશીનગનો હે.

**સાલમીન**—યહાં લોહેકા સીના હે.

**રસ્કીન**—લોહેકા સીના તુટ જાયગા.

**સાલમીન**—તબ જમીન આસમાન એક હો જાયગા.

**સ્મુરા**—અચ્છા…રાઘવ.

**રાઘવ**—(આગળ આવી સલામ કરી) કેપ્ટન.

**રસ્કીન**—જમાદારકો ગિરફતાર કરો.

**સાલમીન**—(સમશેર ખેંચી) આવો મોતકા મુકાબલા કરે. આરબકી સમશેર ઇમાનસેં બેઇમાનીકા ખૂન બહાનેકે લીયે તૈયાર હે.

(થોડી ઝપાઝપી…રાઘવના હાથે જમાદાર સાલમીન ઘાયલ).

**સાલમીન**—(સેંકડો ઘાવોમાંથી ટપકતાં લોહીને જોતો…) યા ખુદા મોતકી આખરી સફર…આરબકા નામકો ઉજાલે એસીહી હો રહી હે…લેકીન દુશ્મનકોભી દિખાના ચાહીએ કે

મરતે મરતે ભી શેર શેર હે. મયદાને જંગમે મરતે હુવે આરબ કાયર નહિ જવાંમર્દ હે...યા માલીક...યા પરવરદિગાર.

(પાગલની માફક સળગતી મશાલ લઇ શસ્ત્રાગારના ભંડાર તરફ દોડવું...ભંડારોના દારૂગોળાને અગ્નિ ચાંપવો. અટ્ટહાસ્ય કરતા સાલમીનનું અગ્નિસ્નાન.)

**સ્મુરા**—(અગ્નિની જ્વાલાઓથી દૂર ભાગતાં) ઠારો...આ સળગતી આગ એકદમ ઠારો. સ્ક્રીન, રાઘવ. અહિંયાં લાગેલી આગ આખા દેશમાં ફેલાઇ ચૂકી છે. જાવ કત્લેઆમ ચલાવો! અંગ્રેજો સામે હથીયાર ઉંચકનારનાં હથીયાર ખૂંચવી લ્યો, ગોરાઓની હકૂમતમાં કાલાઓને આઝાદીનો ઉચ્ચાર કરવાનો બીલકુલ અધિકાર નથી.

**મીન્ટો**—(પ્રવેશી) એ સર્વ કામ મીન્ટોએ રાઘવની મદદથી સંપૂર્ણ કર્યું છે. જુઓ બળવાખોરોના એકે એક સરદારોને શોધી શોધીને જીવતા ઝાડપર લટકાવી દીધા છે, હવે હિંદીઓની હિંમત નથી કે અંગ્રેજો સામે શીર ઉંચકી શકે.

(સીન ટ્રાન્સફર...અંગ્રેજોના ક્રૂર અત્યાચાર...શૂરવીર શહીદોનાં ઝાડપર લટકતાં શબોનું બીહામણું દશ્ય)

**સ્મુરા**—શાહબાશ, સામ્રાજ્ય સ્થાપવામાં સાથ દેનાર શૂરવીરોની સત્તાધિશો કદર કરે છે...કર્નલ રાઘવ! (લશ્કરી ઢબે સલામ કરી રાઘવ આગળ આવે) આ દેશમાં અમને પ્રથમ સહાય આપી...ઇમાનદારી અને વફાદારીથી અંગ્રેજ સલ્તનતના મજબૂત પાયા નાખનાર મર્દ-તને જે કંઇ આપીએ તે થોડું જ છે! તું બહાદૂર છે, તારો સાથ જો અમને સમયસર ન મલ્યો હોત, તારી મદદ જો અણીને વખતે અમને ન મલી હોત...તો જરૂર અમારી સ્થિતિ કફોડી થઇ જાત ...તારી વીરતાની-તારી વફાદારીની યોગ્ય કદર કરી અંગ્રેજ

પ્રજા તરફથી હું સ્મુરા! તને આ ચાંદ ભેટ આપું છું.
તને અને તારા વંશવારસોને તાજ તરફથી અભયદાન
આપું છું.

રસ્ટીન—અને આજથી કર્નલમાંથી ચીફ કમાન્ડર બનાવી ત્રણ
તોપોનું માન આપું છું.

(ત્રણ તોપોનું માન)

મીન્ટો—આવો…યુનીયન જેકને સલામી આપો…

(સલામીએન્ડ એક તરફ યુનીયન જેકને સલામી આપી
લશ્કર કૂચ કરી જાય. બીજી તરફથી રાજુને બંદીવાન
બનાવી એક ગોરો સૈનિક પ્રવેશે)

મીન્ટો—કોન! કોન છે આ છોકરો?

સૈનિક—એક નાના લશ્કરની સરદારી લઈ લડતો હતો, આપણા
સેંકડો ગોરા સૈનિકોને આણે કત્લ કર્યા છે! એને મહા-
મહેનતે જીવતો પકડી અહિ લાવ્યા છીએ.

રસ્ટીન—જાવ તોપને ગોળે ઉડાવી દો.

રાજુ—કેપ્ટન રસ્ટીન! કેદીની કત્લ કરવી એમાં બહાદુરી નથી…નિઃશસ્ત્ર
પર ઘા કરવામાં શૂરવીરતા નથી…

મીન્ટો—ચુપ કર શેતાન, (હંટર મારે) અંગ્રેજ સૈન્યના મહાન
સેનાપતિ સામે શિસ્તથી બોલતાં શીખ! જાવ મોતના
દોઝખમાં ધકેલી દો…

રાજુ—મોતનો ડર નામર્દોને હોય છે કેપ્ટન! હિંદુસ્તાનનાં બાલકોને
નીડરતા માતા દુધમાં પાય છે.

તોપને તલવારના ઘા ઝીલવા તૈયાર છે,
આઝાદ રહી અંગાર પરથી ચાલવા તૈયાર છે;
પ્રાણની પરવા નથી તન બાળવા તૈયાર છે,
મરવા અગર તો દુશ્મનોને મારવા તૈયાર છે.

**રસ્કીન**—શાબ્બાશ છોકરા, તારી બહાદુરી જોઈ હું ઘણો જ ખુશ થાઉં છું, બ્રીટીશ તાજની નોકરી સ્વીકારી, વફાદારીની પ્રતિજ્ઞા લે તો મોતની માફી બક્ષી સારૂં ઇનામ આપીશ.

**રાજુ**—ઇનામ...ઇનામ એટલે ગુલામીનો ડામ, આઝાદીના આશકો ગુલામી કરતાં મોતને વધારે પસંદ કરે છે, કેપ્ટન!

**મીન્ટો**—મોત...મોતના ડરે તો તારા દેશના કંઇક જવાંમર્દોએ અમારા ખ્રીસ્તી ધર્મનો સ્વીકાર કીધો છે.

**રાજુ**—એ અમારાં કમભાગ્ય છે કેપ્ટન, કે એવા ધર્મદ્રોહીઓ-વતન દ્રોહીઓ તમને મળી ગયા! અમારા દેશની ભોળી પ્રજાને ભરમાવી...ભોળાં બાલકોને ફોસલાવી આજે તમે ફાવી ગયા છો, તમે ખ્રીસ્તી ધર્મ પાળો છો એ ધર્મના વિચાર સારા છે પણ તમારી અંગ્રેજ પ્રજામાં આચાર નથી. કેપ્ટન! ભાઈ ભાઈની વચ્ચે ભેદભાવની દિવાલ ચણી ઝગડો કરાવી એનો લાભ ઉઠાવવો એ શું તમારા ધર્મમાં લખ્યું છે? વિશ્વાસઘાત અને દગોફટકો એ શું તમારા ધર્મમાં છે? નિર્દોષ માનવીઓની કત્લ કરવી એ શું તમારા બાઈબલમાં લખ્યું છે? તમારા જેવા અધર્મિઓના મુખમાંથી ધર્મની વાત સાંભળવી એ પણ એક પાપ છે!

**રમુરા**—પાપની ફિલસુફી લડાઈના મેદાનમાં, લોહીની નદીઓમાં ઘસડાઇ જાય છે, છોકરા! અંગ્રેજ પ્રજા હંમેશાં બહાદુરોની કદર કરે છે.

**રાજુ**—અમારી બહાદુરીની કદર-અમારે જ હાથે અમારા પગમાં ગુલામીની બેડીઓ પહેરાવી-તમે બરાબર કરી છે, સાહેબ-લોક! સભ્યતાને નામે જંગલી બની તમે જગતમાં સુધરેલી લૂંટ ચલાવી છે.

**રસ્કીન**—જબાન બંધ કર છોકરા! તને પ્રાણ દંડ દેવાનો અમે નિશ્ચય કર્યો છે! બોલ મરતાં પહેલાં કંઈ ઇચ્છા બાકી છે?

**રાજુ**—છે! જરૂર છે કેપ્ટન! મરતાં પહેલાં મારી એક જ ઇચ્છા બાકી છે! અને તે મારી માતૃભૂમિને આઝાદ જોવાની. તમને દગાબાજ પરદેશીઓને મારા દેશમાંથી હાંકી કાઢવાની.

મરીને ફરી હું જન્મ માગું હિંદ ભૂમિમાં,
જય હિંદ પૂકારી મરૂં પાછો અહીં રણમાં;
જીવન મૃત્યુની મહેચ્છા એ જ અંતરમાં,
ત્રિરંગી ઝંડો ફરકતો જોઉં ભારતમાં!

**મીન્ટો**—ત્રિરંગી ઝંડો ભારતમાં ફરકતો જોવા તારે પરલોકની સફર કરવી પડશે...સરદાર જાવ આ બંડખોરને કત્લ કરો.

**રાજુ**—કેપ્ટન!

**રસ્કીન**—કેમ?

**રાજુ**—મરતાં પહેલાં એક માગણી છે મંજુર રાખશો?

**રસ્કીન**—જરૂર-જરૂર.

**રાજુ**—તો મારા પિતાની મને એક વખત મુલાકાત આપો.

**મીન્ટો**—તારા પિતા?

**રાજુ**—હા. કર્નલ રાઘવ...આપનો વફાદાર નોકર!

**મીન્ટો**—રાઘવ! રાઘવનો તું પુત્ર? નાદાન! બાપના નામને બટ્ટો લગાડવા તું બંડખોરોનો સાથીદાર બન્યો?

**રાજુ**—મારી માગણીનો આ પ્રત્યુત્તર નથી...યુદ્ધ કેદી પ્રત્યેનું આપનું આ વર્તન લશ્કરી સેનાપતીને શોભતું નથી.

**રસુરા**—રસ્કીન-મીન્ટો...એની માગણી મંજુર રાખો...એના બાપની રાઘવની મુલાકાત આપો.

**મીન્ટો**—કોણ છે હાજર…( સૈનિક પ્રવેશી સલામ કરે ) જાવ રાઘવને બોલાવો. ( સૈનિક સલામ કરી જાય. થોડીવારે રાઘવ પ્રવેશે )

**રાઘવ**—( પ્રવેશી ) રાજુ…

**રાજુ**—બાપુ…

**રસ્કીન**—રાઘવ! મળીલે આ તારા પાગલ પુત્રને! પાંચ મીનીટ પછી તારે જ હાથે એને ગોળીથી ઠાર કરવો પડશે.

**રાઘવ**—રાજુ…તું…તું બંડખોરોનો સાથીદાર? બ્રીટીશ તાજના વફાદાર નોકર રાઘવનો દીકરો આજ બળવાખોર…અને બંદીવાન ?

**રાજુ**—નહી! બે ઘડીનો મહેમાન! બાપુ શું કહુ તમને…પરદેશી દુશ્મનો સાથે મળીને તમારા દેશ બાંધવો પર ગોળી ચલાવતાં તમને જરાપણ શરમ ન આવી? નિર્દોષ સ્ત્રી અને બાળકોની કત્લ કરતાં—આ જુલ્મગારોની જમાતમાં ભળતાં તમારા દિલમાં જરાપણ દયા ન આવી? તુચ્છ સ્વાર્થને ખાતર સત્તાના મોહમાં અંધ બની માતાની સ્વાધીનતા વેચતાં એના પીધેલાં દુધની યાદ પણ ન આવી ?

**રાઘવ**—યાદ? અન્યાયની આગમાં ન્યાયની યાદ જલીને ખાક થઈ ગઈ! એ ખાકની રાખ શરીર પર ચોળી સારાયે દેશને હુ સ્મશાન બનાવવા માગુ છું: મહાકાલના ખપ્પરમાં એના ભક્તોનુ રૂધીર ભરી મારા વેરને હુ તૃપ્ત કરવા માગુ છું.

**રાજુ**—તૃપ્તી? અસંતોષની આગમાં જલતા ઈન્સાનને મૃત્યુ બાદ પણ તૃપ્તી નથી મલતી બાપુ…

ઘર બાળીને તીરથ કદીએ થાય ના આવું,
કલેશનુ પરિણામ આવે લેશના સારૂં;

ધર્મ દ્રોહી, કુળ દ્રોહી, કલંક એ કાળું;
દેશ દ્રોહીનું જગતમાં નામ ગોઝારૂં.

**રાઘવ**—રાજુ! શું તું પણ મને ફિટકાર આપે છે! મારા પ્યારા બેટા! શું તું પણ બાપના પુરુષાર્થ પર ધિક્કારના વરસાદ વરસાવે છે! જો જો સારીયે બ્રીટીશ સલ્તનત મારી બહાદુરીની પ્રશંસા કરે છે. મેં એકલે હાથે અશક્ય ને શક્ય બનાવ્યું છે. મારી હિંમત મારી જવાંમર્દી દુશ્મનોના પોલાદી જીગરમાં પણ ભયનું સ્થાન જમાવે છે.

પ્રારબ્ધને પુરુષાર્થથી મેં ફેરવી નાખ્યું.
નશીબનું પલ્લું નમાવી હાથમાં રાખ્યું;
આભ ફાડીને વચ્ચે મેં થીગડું માર્યું,
પ્રલયનો ઉત્પાત સર્જી ભાગ્ય પલટાવ્યું.

**રાજુ**— તમારા ભાગ્યના પલટે ડૂબાડી દેશની નૈયા,
રડે ચોધાર આંસુએ પરાધીન ભારતી મૈયા;
પિતાના પાપનું પરિણામ સંતાનો સહન કરતા,
ભૂલે છે બાપને દીકરા ભૂલોનો ભોગ અહીં બનતા.

**રાઘવ**—બાપની ભૂલનો ભોગ બનેલ દીકરાને બચાવવાની રાઘવને શ્રદ્ધા છે! અપરાધી પુત્રને નિર્દોષ ઠરાવવા માટે મારી વફાદારીનો મને વિશ્વાસ છે.

**રાજુ**—નિર્દોષ ઠરવાની મને લેશ પણ તમન્ના નથી બાપુ! ગુલામીના બંધનોમાં કાયર બની જીવવા કરતાં ગૌરવભર્યું મૃત્યુ અમારી મુક્તિનું મંદીર બનશે! અમારો દેહ ચિતામાં જલશે પણ એની રાખમાંથી લાખ લાખ મુડદાંઓ સજીવન થશે!

**રસ્કીન**—પાગલતાનો નશો એની રગેરગમાં રેડાઈ ગયો છે રાઘવ એની સાથેનો લોહીનો સંબંધ ભૂલીજા! પિતા તરીકેની યાદ વિસરીજા! સીપાહીનો ધર્મ સીપાહીની ફર્જ, યાદ કર! તારી વફાદારી માટે બ્રીટીશ સલ્તનત મગરૂર છે.

**રાજુ**—મગરૂર શા માટે ન હોય. બ્રીટીશ સલ્તનતને આવો હૈયા ફૂટો હિંદી બીજો કોણ મળશે...બાપુ વિચાર ન કરો આવો આ તમારા વ્હાલા રાજુને...બહાદુર બેટાને એક વાર...આખરી એક વાર હૈયે ચાંપી વિદાય આપો.

**રાઘવ**—રાજુ.

**રાજુ**—પિતાજી...( રાઘવ દોડી રાજુને બાથમાં લઇ હૈયે ચાંપે. રાજુ પિતાની કમરેથી કટાર ખેંચી જોશથી એના પડખામાં હુલાવી દે )

**રાઘવ**—( ઘાવપર હાથ દાબતાં ) રાજુ...રાજુ આ શું બાપની હત્યા ?

**રાજુ**—નહી દેશ દ્રોહની સજા...અમારી ધર્મ ગીતાની આખરી આજ્ઞા !

ગુરુ, પૂજ્ય, પિતામહ, પ્રિય, સ્વજનો, સ્નેહિ,
ધર્મ યુદ્ધે ફર્જથી સંહારવા પ્રેમી;
કર્મકર છે મર્મ એક જ ધર્મ ગીતાનો,
ફર્જ પર સંબંધ ભૂલવો પુત્ર-પિતાનો.

**રાઘવ**—પુત્ર-પિતાનો સંબંધ ભૂલવા માટે નહિ, ભોગવવા માટે સર્જાયો છે ! રાજુ ! દીકરા ! ધર્મથી ચલિત થયેલા ભ્રમિત બાપની બુદ્ધિ બદલાવી આજ તેં એના સૂતેલા સંસ્કાર જાગ્રત કર્યા છે. મોહ માર્ગમાં અંધ બની આથડતા આ અભાગી જીવને પ્રાયશ્ચિત્તની પુનિત ભૂમિનાં દર્શન કરાવી આત્મ શુદ્ધિનાં અમૃત પાયાં છે.

ઇન્સાફને ઇન્સાનીયતનું યુદ્ધ સર્જાવી,
ફર્જને કર્તવ્યની રણહાક ગરજાવી;
અધર્મિ પાપી પિતાની આંખ ઉઘાડી,
બાપની ભૂલ દીકરા તેં આજ સુધારી.

**રાજુ**—બાપની હત્યા એ અમારા ધર્મમાં ઘોર પાતક મનાય છે—એ પાપનું પ્રાયશ્ચિત પિતાના પવિત્ર ચરણોમાં મારા લોહીનું

તર્પણ કરી હું કરીશ, લ્યો ! લ્યો ! ! ઓ પિતૃદેવ ! ! ! આ બાલકના અપરાધનું આખરી શ્રાદ્ધ...

(કટારથી રાજુ આત્મ સમર્પણ કરી પિતૃચરણે લોહીનું તર્પણ કરે)

**રાઘવ**—રાજુ–રાજુ બેટા.

**રાજુ**—પિતાજી– આવું છું કર્તવ્યની કેડીપર આપને સાથ પુરાવવા ...પુત્રનો ધર્મ બજાવવા આપની સાથે જ આવું છું... બાલકને ન તરછોડશો બાપુ ! બાલકના સર્વ અપરાધ ક્ષમા કરજો, જય સ્વદેશ, જય હિંદ.

(રાજુનું મૃત્યુ)

**રાઘવ**—રાજુ–દિકરા...ગયો...મારા કુળનો દિપક અણચિંતવ્યો બુઝાઈ ગયો ! ઓહ ઇશ્વર તેના આત્માને શાન્તિ આપજે !

**રસ્કીન**—સૈનિકો લઇ જાવ આ છોકરાના મૃતદેહને અને ફેંકીદો ગટરમાં...આ રાઘવના મૃતદેહ પર કબર ચણી એના પર લખજો કે અંગ્રેજ પ્રજાનો વફાદાર નોકર રાઘવ અહિં સુનો છે.

**રાઘવ**—(મહા પ્રયત્ને ઉઠી બોલતાં) નહિ કેપ્ટન સાહેબ નહિ જો તમારે મારી વફાદારીની કદર જ કરવી હોય તો મારા મૃતદેહને ગટરમાં ફેંકો અને મારા પુત્રના મૃતદેહ પર કબર ચણી એમાં લખજો કે ભારતની આઝાદી અહિં સુતી છે, ફક્ત આઝાદીના આશકોએ જ એને ઉઠાડવા પ્રયત્ન કરવો.

**મીન્ટો**—રાઘવ...રાઘવ...તું આ શું બોલે છે !

**રાઘવ**—હું જે બોલું છું તે સત્ય બોલું છું, કેપ્ટન...તમે જે રાઘવને ચાંદ આપ્યો હતો—કર્નલમાંથી ચીફ કમાન્ડર બનાવ્યો હતો, એ રાઘવ તો ક્યારનોય મરી ગયો ! પુત્રના હાથનું ખંજર ખાધા પછી નવો રાઘવ પેદા થયો છે ! લ્યો કેપ્ટન તમારો

આ ચાંદ પાછો સ્વીકારો ! જો આ ચાંદ સાથે હું મૃત્યુ પામીશ તો સ્વર્ગના દરવાજામાં મને કોઈ દાખલ નહિ કરે, ઓહ...જય જન્મભૂમિ...જય હિંદ.

( રાઘવનું મૃત્યુ )

રસ્કીન—આ દેશનાં હવાપાણી પણ અજબ છે. દોસ્તો ! માનો કે ન માનો પણ દેશ માટે કૂરબાની કોને કહી શકાય એ આપણે હિંદુસ્તાન પાસેથી જ શીખવાનું છે.

ફ્સુરા—આપણે જો આ દેશને આપણા કબજામાં રાખવો હોય, એના ખૂણે ખૂણામાં જો ઇગ્લાંડનો વાવટો ફરકાવવો હોય, તો આ દેશના આવા બહાદૂરોને પહેલાં કત્લ કરો. હિંદુસ્તાનમાં વતન ખાતર મરવાની જે તમન્ના છે તેનો નાશ કરો.

ભૈરવ—( પ્રવેશી ) તમારા જુલ્મ અને સીતમનાં શસ્ત્રો એક તપસ્વિના તપઃ પાસે એક દિવસ નમી પડશે, પરદેશીઓ હિંસા અને વેરની આગમાં જલતા વિશ્વમાં અહિંસાની અલખ જગાવી હિંદનો તારણહાર તમારાં હૃદય જીતી જશે.

("ભૈરવનાથનું ભવિષ્ય" હિંદ તારણહાર મહાત્માગાંધીનાં દર્શન)

—ટેબ્લો—

———[૦]———

## પ્રવેશ ૩ જો

સ્થળ—બલરાજનો મહેલ. સમય—સંધ્યાનો.

( બલરાજ અર્ધ નિદ્રિત અવસ્થામાં શરાબનાં ઘેનમાં સોફા પર પડેલ છે માધવ ઓડરલીના વેશમાં તેની સેવામાં રહેલો છે તે પ્રવેશે છે )

માધવ—આ મહારાજ બલરાજ...જન્મદાતા...માતા ભારતીનો ભાગ્યવિધાતા...શૂરવીરોનો શીરતાજ !

વનરાજ વિશ્વાસે પૂરાયો મોહ પિંજરમાં,
સિંહ ઘેને ઘોરતો ઘનઘોર નીંદરમાં;
આગ લાગી પશ્ચિમી પૂર્વી સમંદરમાં,
એ સમંદરનો શેર તોયે સૂતો છે ઘરમાં.

**બલરાજ**—( તંદ્રામાં ડોલતો ડોલતો ઉઠે...સોફા પર પાછો પડે )
સુરા ! દેવી ! શરાબ...લાવ શરાબ.

**માધવ**—શરાબ...મદીરા...દારૂ...એટલે સજ્જનને દુર્જન, નીતિમાનને અનીતિમાન અને ડાહ્યાને દીવાના બનાવનાર શેતાનીપીણું જેનો એક એક ઘુંટ સંસારના સુખની લૂંટાલૂંટ કરી અંતરમાં અણછીપી આતશ પ્રગટાવે.

શરાબનો શેતાન અહીંઆ ઘર કરી બેઠો,
પરદેશીના પગલે ઘૂસ્યો એ પાપનો બેટો;
એ પાપના પરિતાપને હદ પાર નીકાલો,
હૈયે દારૂનો અહીંથી દૂર દૂર કાઢો.

**બલરાજ**—શરાબ...સંસારની આધી વ્યાધી અને ઉપાધીને ભૂલાવનાર મૃત્યુ લોકનું અમૃત...અપ્સરા વિના અમૃત નકામું અને અમૃત વિના અપ્સરા હા...હા...હા...( અટ્ટહાસ્ય ) કોણ છે હાજર ? ઓડરલી ?

**માધવ**—મહારાજ

**બલરાજ**—મેમ સા'બને બોલાવ-કહે સરકાર શરાબ માગે છે.

**માધવ**—મેમ સા'બ ? સરકાર મેમ સાબ બહાર ગયાં છે.

**બલરાજ**—બહાર ગયાં છે ? મહારાજ બલરાજને એકલા મૂકીને ? ને એની આજ્ઞા વગર ?

**માધવ**—આજ્ઞા—મહારાજ મેમ સા'બતો આપને પણ આજ્ઞા વગર બહાર ન જવાનું ફરમાન કરતાં ગયાં છે.

બલરાજ—મને ? મહારાજ બલરાજને ? બહાર ન જવા દેવાનું ફરમાન ? જોઉં છું એ ફરમાનનો અમલ કરનાર છે કોણ. ( તોરમાંને. તોરમાં બહાર જવા આગળ વધે કેપ્ટન હંટર માર્ગ રોકે )

કર્નલ હંટર—કર્નલ હંટર...સરકાર ! કેપ્ટનના હુકમ વગર આપ બહાર નહિ જઈ શકો.

બલરાજ—હુકમ ? મારા રાજમાં...મારી હકુમતમાં પરદેશીનો હુકમ ? ?

ક. હંટર—હુકમ કહો કે હકૂમત...અધિકાર ચલાવવાની આવડત વિનાના સત્તાધિશોની સત્તા ખૂંચવી લેવાનો અમારી સલ્તનતનો સિદ્ધાંત છે.

૨ જો કર્નલ—એ સિદ્ધાંતનો સ્વિકાર કરાવવા અમારી પાસે સાધન છે, શક્તિ છે.

. હંટર—અંગ્રેજ સિપાહીની શીસ્ત મુલ્ક મશહૂર છે, સરકાર...જાવ આરામ કરો.

બલરાજ—આરામ ! આતે મારો મહેલ છે કે કેદખાનું ? તમે મારા નોકર છો કે તમારી સલ્તનતના ? ?

ક. હંટર—અંગ્રેજ બચ્ચો સૌથી પ્રથમ એના દેશનો–પછી સલ્તનતનો–પછી કોમનો–અને છેવટે એના માલિકનો નોકર છે.

૨ જો કર્નલ—માતૃભૂમિની મમતા છોડી–મોતને મુઠ્ઠીમાં લઇ દરિયો ડોળી અમે દૂર દૂર પરદેશમાં આવ્યા છીએ અહીંયા અંગ્રેજ રાજની–અંગ્રેજ સામ્રાજ્યની સ્થાપના કરવા.

ક. હંટર—એ સ્થાપના આજ કાલમાં થઈ જશે. ત્યાં સુધી તમે અમારા કેદી છો.

બલરાજ—કેદી ! મહારાજ બલરાજ કેદી ! કર્નલ તમને ગોરા લોકને આશરો આપવાનું આ પરિણામ ! !

**ક. હંટર**—નહિ, તમારી નાલાયકીનું ઇનામ, નામદાર ! સાંભળી લો, તમે આજથી આ પ્રદેશના પદભ્રષ્ટ પાદશાહ છો.

**બલરાજ**—પદભ્રષ્ટ ? મને પદભ્રષ્ટ કરનાર આ સંસારમાંથી સદાને માટે અદ્રષ્ટ થઈ જશે ! પરદેશીઓ તમારી પ્રપંચજાળ આ બલરાજ પલવારમાં તોડી નાખશે, દૂર હટો...મહારાજ બલરાજ બહાર જવા માગે છે.

**ક. હંટર**—બહાર દરવાજા બંધ છે.

**બલરાજ**—તો એ બંધ દરવાજા હમણાં ને હમણાં ખોલી નાખો, જાવ મારી આજ્ઞાનો અમલ કરો.

**ક. હંટર**—અંગ્રેજ અફસર સિવાય અહિં હવે કોઇની આજ્ઞા નહિ ચાલે, સરકાર બકવાદ બંધ કરો નહિતર પાગલ ગણી અંધારી કોટડીમાં પૂરી દેવા પડશે.

**બલરાજ**—અપમાન ? મહારાજ બલરાજનું અપમાન ! ! નાલાયક નિમકહરામ...

(ક્રોધાવેશમાં બલરાજ કર્નલ હંટરને તમાચો લગાવે, બહાર જવા આગળ વધે, ગોરા સૈનિકો ચારે તરફથી બેયોનેટો તાકી ઘેરી લ્યે)

**ક. હંટર**—કર્નલ હંટર સામે આ ખુમારી ? સિપાહીઓ સમક્ષ અંગ્રેજ અફસર સામે આ ગુમાની ? એની શિક્ષા જરૂર થશે, સિપાહી હંટર લાવ.

(હંટર લઈ મહારાજ બલરાજને લગાવે)

**માધવ**—(વચ્ચે પડી) હં...હં. કર્નલ સા'બ.

**ક. હંટર**—ઓડરલી દૂરજા—અમલનાં ઘેન તારા મહારાજની આંખમાંથી ઉતારવા દે.

**માધવ**—ધીમે ધીમે ઉતરી જશે કર્નલ સાહેબ, આ એકવાર માફી આપો હું એમને બદલાયેલી સ્થિતિથી બરાબર વાકેફ કરીશ, આપના ઈંગ્લીશ તંત્રને અનુકુળ બનાવવા બનતો પ્રયત્ન કરીશ.

**કર્નલહંટર**—તો તારા માલીકને નોકર બનવાનો બોધ પાઠ બરાબર શીખવી દે ઓડરલી! કર્નલહંટરનો કડક સ્વભાવ આવા સેંકડો મહારાજાઓના મીજાજને કાબુમાં રાખવા સમર્થ છે, (જતાં જતાં) સિપાહીઓ સાવધાન! ચોકી પહેરો મજબૂત રાખો. બહારની દુનિયા આ અંદરની દુનિયાથી દૂર દૂર રહેવી જોઈએ. (જાય)

**બલરાજ**—બરાબર છે બહારની દુનિયા આ અંદરની દુનિયાથી દૂર દૂર રહેવી જોઈએ. બલરાજની નિર્બળતા અને નામોશી જગતની નજરે ન જ પડવાં જોઈએ.

**માધવ**—મહારાજ...બહુ વાગ્યું તો નથી ને?

**બલરાજ**—બહુ વાગે તો પણ શું! ઓડરલી! આવ મારી પાસે આવ! મારા પરનો પ્રહાર ઝીલી તેં તારી વફાદારી સિદ્ધ કરી આપી છે. હવે મારા તારા વચ્ચે કંઈ જ ભેદભાવ નથી! હું માલીક નથી, તું નોકર નથી. બલરાજ કોઈ રાજા નથી, એને કોઈ રીયાસત નથી! એતો બંદીવાન વિદેશી ગુંડાઓનો ગુલામ, ભલમનસાઈનો ભોગ બનેલ એક પામરમાં પામર ઈન્સાન છે!

**માધવ**—શાંત થાવ મહારાજ! થોડું શરાબ આપું?

**બલરાજ**—શરાબ-શરાબના નશામાં ચકચૂર બની મેં ચારિત્ર્ય ગુમાવ્યું! ચારિત્ર્ય એ તો માનવીનું મહાન બલ છે ઓડરલી! એ બલ જતાં બલરાજ આજ નિર્બલ બન્યો! પોતાના જ ઘરમાં પરદેશીઓના હાથે બેહાલ બની બંદીવાન અને કંગાલ બન્યો!

માધવ—આઝાદીના આશકોને કોઈ બંદીવાન નથી બનાવી શકતું મહારાજ! અમીર દીલ કદી પણ કંગાલ નથી બનતું.

બલરાજ—મારા શુષ્ક હૃદયમાં તારા મધુર શબ્દો અમૃત બિંદુ બની નવશક્તિનો સંચાર કરે છે. તારા પ્રત્યે મારા દિલમાં ઉંડે ઉંડે આત્મજંન જેવી પ્રેમની પ્રબળ લાગણીઓ ઉછળ્યા કરે છે. ઓડરલી! સંભળાવ! કોઈ એવું સંગીત સંભળાવ કે જેથી મારા સૂતેલા સંસ્કારો જાગી ઉઠે! નિર્બલ બલરાજનું. બલવાન જીગર ચેતનના જ્યોતિર્મય પ્રકાશને ફરીથી પ્રગટાવી શકે...

માધવ— ગીત (રાગ મિશ્રકલ્યાણ તાલ ત્રીતાલ)

આજે પોઢી ગયો ભગવાન,
ભૂખ્યા દુઃખ્યા દીન જનોને છોડી ગયો ભગવાન—આજે
ઘોર દુકાળનાં ડમરૂવાગે,
જમના દૂતો ઘર ઘર જાગે;
ભૂખના ભૈરવ ભીષણ રાગે
ગાય મૃત્યુનાં ગાન—આજે
ધરતી આખી ધીખે અગનમાં,
માનવી મરતાં મલે કફન ના;
પવન ફૂંકે ખૂબ પ્રલયના—
આખરનાં તોફાન—આજે
માતા મોંઘેરાં બાલને વેચે,
ભાઈ બ્હેનના ભાલને વેચે;
કંચ કામિનીના વ્હાલને વેચે
વેચે ધર્મ ઈમાન—આજે

બલરાજ—પોઢી ગયો...પ્રજાનો પાલનહાર, રક્ષણહાર — ભગવાન, પરદેશીઓની ઇંદ્રજાળમાં અટવાઈ ઘોર નિંદરમાં પોઢી ગયો!

એ સૂતેલા ભગવાનને ઢંઢોળી, એના કર્તવ્યનું ભાન કરાવી જાગૃત કરનાર જુવાન! તું કોઈ દેવદૂત છે....ઓડરલી–નહિ–નહિ તું ઓડરલી નથી! બોલ બોલ મારા અંતરના અંધકારમાં અજવાળાં કરી ભૂલાયેલા આત્મજનોની યાદીને પ્રગટાવનાર પ્યારા દોસ્ત! તું કોણ છે? શું તું રડે છે? તારી આંખોમાંથી આંસુ વહે છે! તને જોઈ મારા હૃદયમાં કેમ ઉત્પાત જાગે છે? તારી આકૃતિ–તારૂં મુખ, તારો અવાજ મારા માધવ જેવાં...માધવ...માધવ...

માધવ—પિતાજી-( બલરાજના ચરણોમાં લેટી પડે ) આપના પવિત્ર ચરણારવિંદમાં મારૂં મસ્તક મૂકી સંતાન તરીકેનો મારો ધર્મ, પુત્ર તરીકેનું મારૂં કર્તવ્ય બજાવવા, ઓડરલી બની હું આપની સેવામાં રહ્યો! પરદેશીઓના મોહપાસમાં જકડાયેલા જનકના જીવનને સજીવન કરવા ભૂલેલા ભગવાનનો સંદેશ વાહક બન્યો.

ભૂલેલા ભગવાન ભક્તોની ખબર કાઢો,<br>
શાન ભારતની પ્રભુ લૂંટાય સંભાળો;<br>
બલરાજનું બલ ન્યાય નીતિ ધર્મની તલવાર લ્યો,<br>
પરદેશીઓને દૂર દરિયા પાર નીકાલો.

બલરાજ—તેમજ થશે.

જ્વાલામુખી ફાટચો, પ્રલયનાં તાંડવો થાશે,<br>
વજ્રની સામે ભયાનક વજ્ર અથડાશે;<br>
ત્રિલોચન મહાકાલનું ખુલશે ખલક માથે,<br>
વિનાશની વૃષ્ટિ થશે સંહાર સરજાશે.

ભૈરવનાથ—( પ્રવેશી ) સરજાવા દો...મહાકાલના મહા પ્રલયનાં સર્જન સરજાવા દો! કાલ ભૈરવના ખાલી ખપ્પરમાં દાનવોનાં રૂધીર ભરાવા દો, બલરાજ...

સિંધુ નદીના પુરને અવળાં કરી નાખો,
હિંદુત્વનો ધ્વજ ફરકતો આકાશમાં રાખો;
મમતા મૂકીને જીવનની રણહાક ગરજાવો,
જય હિંદ પૂકારી દશે દિગ્પાલ ડોલાવો.

**બલરાજ**—મહંતરાજ! પ્રણામ!

**ભૈરવ**—જય મહાકાલ…રાજન્! પ્રજાની વિરાટ શક્તિપાસે વિશ્વની મહાન સત્તાઓ પણ શીર ઝુકાવે છે, આપખુદીનો યુગ આથમ્યો, જાગેલી જનતા જુલ્મોનો જવાબ લેવા જેહાદ જગાવી આજે મેદાને જંગમાં પડી છે.

**રસ્કીન**—(પ્રવેશી) મેદાને જંગમાં પડી વગર વિચાર્યું સાહસ કરનાર એ બળવાખોર બેવકુફોને સલ્તનત પકડી પકડીને સાફ કરી નાખશે! મહંત લંગોટા લડાઇ કરશે—અને વાણીયાઓ તલવાર પકડશે તો લડવૈયાઓ જશે ક્યાં?

**ભૈરવ**—જ્યાંથી આવ્યા ત્યાં દરિયા પાર…કેપ્ટન! બહાદુરી એ કંઈ ગોરી પ્રજાનો એકનો જ ઇજારો નથી…જ્યારે હિંદુસ્તાન **હાથમાં હથીયાર પકડશે ત્યારે જગતમાંથી શાહીવાદ અને મૂડીવાદનો નાશ થશે! ટોપીવાળાઓ! તમારી તાકાત એ કહેવાતા લંગોટા અને વાણીયાઓને હાથે જ દુનિયાની બજારમાં વેંચાઇ જશે.**

**રસ્કીન**—તે પહેલાં તો તારા જેવા કંઇકના અહીં બલિદાન લેવાશે મહંત! કહે ચોરી છુપીથી અહિ કેમ આવ્યો છે?

**ભૈરવ**—દીકરાથી વિખૂટા પડેલા અમારા બાપને ઉઠાવી જવા, સાહેબલોક! ઝાઝો બકવાદ મૂકી ચુપચુપ તારા દેશ ભેગો થઇ જા, હિંદીઓ હવે તારી દમદાટીથી નહિ ડરે.

**માધવ**—હા! નહિતર! આ ન ધણીઆતી ધરતીના ધરાર ધણી બની એનો રસ કસ ચૂંસી તમારા દેશ ભેગો કર્યો એનો ચુકતે

હિસાબ અહીંઆ રજુ કરવો પડશે. અમારી સાથે કરેલા વિશ્વાસઘાતનો જવાબ દેવો પડશે.

**રસ્કીન**—જવાબ—અમારી પાસે જવાબ માગનાર છે કોણ ?

**વિશ્વંભર**—(પ્રવેશી) મહારાજ બલરાજ ! અને તેની સમસ્ત પ્રજા ! પરદેશી ! તમારા પાપનો ઘડો ભરાઈ ચૂક્યો છે ! જો ! ઉંચે ઉંચે ફરકતો તમારો યુનીયન જેક આજે અમારા દેશમાંથી તમારે જ હાથે નીચે ઉતરે છે.

(સીન ટ્રાન્સફર—મીન્ટો સ્કુરા યુનીયન જેક ઉતારી ત્રીરંગી ધ્વજ ફરકાવે)

**ગોપાલ**—જન શક્તિનો જય ! આઝાદ હિંદ ઝીંદાબાદ !!

**બલરાજ**—સાહેબ લોક ! અમારા વિશ્વાસનો બદલો તમે અવિશ્વાસથી દીધો. અમારા અહેશાનને તમે પરેશાન કીધો. જાવ ચાલ્યા જાવ ! અમારા દેશમાં ગોરા દેવનો પડછાયો પણ ન જોઈએ વિદેશીઓ ચાલ્યા જાવ ! હિંદુસ્તાનમાંથી તમારૂં નામોનિશાન નાબૂદ થવું જોઈએ...

**રસ્કીન**—અમારૂં નામોનિશાન નાબૂદ થતાં પહેલાં અમે એ ઘાવ કરશું કે એ ઘાવ તમારી આઝાદીનું કાળું કલંક બની જશે. ટોપીવાળાંઓની હીકમતથી તમારે હાથ આવેલું અમૃત હલાહલ ઝેર બની જશે.

(પીસ્તોલથી બલરાજ—ગોપાલ બંને પર ફેર કરવા... ગીતાએ વચ્ચે પડી બંને ફેર ઝીલી લેવા. રસ્કીનની પીસ્તોલ ખૂંચવી લઈ બંદીવાન બનાવવો.)

**ગીતા**—(પડતાં પડતાં) ગોપાલ...

**ગોપાલ**—ગીતા...

**વિશ્વંભર**—દીકરી...

ગીતા—બાપુ...પરદેશીના એ ઝેરનો ઉતાર...ગીતાનો ત્યાગ શીખવશે! અમારા દેશના નવજવાનોમા કર્મ યોગની ભાવના જગાવી લાખો દુર્યોધન અને દુઃશાસનની સામે બાથ ભીડવાનું બળ જગાવશે! મહાકાલના ચરણોમાં વિલીન થતાં થતાં એ મૃત્યુ પર વિજય મેળવશે...

(સીન ટ્રાન્સફર)

(એક તરફ ગીતાના મૃતદેહને ઉપાડી વિશ્વંભર–ધીમે ધીમે મહાકાલના મંદિર તરફ જવા માંડે...બીજી તરફ પરદેશીઓ એક નૌકામાં બેસી–આ દેશનો કિનારો છોડે ગોપાલ...એકવૃક્ષને અઢેલી...અર્ધ પાગલ સમો ગીત લલકારે)

ગોપાલ

ગીત (રાગ–તીલક કામોદ / તાલ–આડ ચૌતાલ)

જા તું જા...જા તું જા...
મૃત્યુંજય મહાકાલ ગર્ભમાં,
હસતાં સમાઈ જા...
અંજલિ અશ્રુ જલની દઈએ,
પ્રેમલ જ્યોત જલે જગહૈયે;
અમર લોકના અમર ધામમાં,
અમર થઈને જા...તું જા.
વરસે વિશ્વે પ્રલય ધારા,
છાયા સઘળે ઘોર અંધારાં;
શ્રદ્ધા દીપક ધરી સ્નેહનો,
સંદેશો દઈજા...તું જા.

પડદો પડે છે.



સમાપ્ત




# પ્રહસનનાં ગીતો

**મુરલી—**

સુનાં સુનાં મંદિરીયાં સ્નેહનાં,
આવે છે સ્વપ્ન મને પ્રિતમનાં પ્રેમનાં;
પ્રેમનાં, મિલનનાં, રસિયાના રંગનાં...સુનાં.
રૂપેરી રાતનાં એ રૂપેરી સોણલાં,
સોનેરી વાતને શિખાવે એ સોણલાં;
મીઠી મુંઝવણી થાય ઝબકી જાગું છું નીંદમાં...સુનાં.
અંગે તરંગ રંગ લાગે અનંગના,
ભૂરતું જોબતીયું જીવનનાં જંગમાં;
દર્દી દિલોમાં હઝાર વેદના સમજી સમજાવના...સુનાં.

૨

**વૈકુંઠ-પરપોટા અને મુરલી—**

પ્રેમની આપો અમોને પરમીટ
અટકાવો ઉંધી આ ચાલે છે ગુડ્ઝ ટ્રેન શન્ટીંગની આવી લીમીટ...
પ્રેમની નિશાળ જુઓ કેવી વિશાળ બધે જ્યાં ત્યાં છે પ્રેમની વીઝીટ,
આવ્યો જમાનો શું શિક્ષણ છે આજનાં ગાતાં સૌ પ્રેમનાં સંગીત...
ઑલ્ડ એક્ટ કેન્સલ કરશું કોન્ટ્રાક્ટથી કોર્ટ રજીસ્ટર્ડ પ્રીત,
રેશનનું રાજ છતાં પડતો કન્ટ્રોલ નથી સસ્તી છે પ્રેમની ટીકીટ...

૩

**મોહન-મુરલી—**

આવો સાજન આવો દિલદાર દિવાના
વહેવાર પડેલાં પ્યારના હક્કદાર હૈયાના...આવો.
પ્રેમ હિંડોળે સાજન ઝુલે ફુલે મનડાં તનડાં ડુલે,
ભૂલે ભૂલે શું ભાન છે મસ્તાન પ્રેમી સાવ પરવાના...આવો.
છાના છાના માર લાગે અંતરમાં ઉત્પાત જાગે,
પરવશ કીધાં તેં પ્રાણ લે સુકાન સાજન સ્નેહ નૈયાનાં...

350

૪

**મોહન—મુરલી—**

ટહુકે મયુરના ટહુકાર...વાગે સ્નેહવિણાના તાર.
પપિહા પિયુ પિયુ પોકાર...ઉઘડે દિલડાંનાં દ્વાર;
પ્રેમ મંદિરીયાં પાવન કરજો સ્નેહિના સત્કાર,
અંતરપટના ઘૂંઘટ ગોરી દૂર કરો પલવાર...ટહુકે.
નયને વાંચી નેહની ભાષા ઉછળે અંતરઆશ નિરાશા,
આશા ને અભિલાષ પૂરજો પ્રેમે હૈયા હાર...ટહુકે.

૫

**મોહન-મુરલી—**

એક નાનકડી ઝૂંપડી બાંધી, નદીને કિનારે સંસાર નવો માંડશું,
માત ધરતીના મીઠડા ખોળે, કુદરતની જોડે કિલ્લોલ કરી ખૂંદશું;
લિલુડા લિમડાની શીળી છાંયલડીયે. તનમનના થાકને ઉતારશું,
મહેનત મજુરી કરી ખેતીને ખેડ કરી, જીવનના જંગમાં ઝૂકાવશું;
આંગણે દુઝાણાં રૂડાં ગોરી ગાવલડીનાં, મહીનાં વલોણાં વલોવશું,
માખણ ને મીસરીનાં મીઠાં ભોજનીયાં, મોહનજી ખાશું ખવરાવશું.

---

ગોંડલવાળા શ્રી દોલત જોશીએ તેમના સમયનો સારો એવો ભોગ આપી આ પુસ્તિકાનાં ઝડપી પ્રકાશનનાં "પ્રુફો" સહર્ષ સુધારી આપી જે મૂંગી સેવા અર્પી છે તે બદલ સંસ્થા એમનો આભાર માને છે; અને આમ ત્વરિતગતિથી વ્યાકરણની દ્રષ્ટિએ જે કંઈ ભાષાદોષ રહેવા પામ્યો હોય તેને માટે વાંચક વર્ગ ક્ષમા અર્પશે એવી આશા છે.

શ્રી મોરબી સાહિત્ય કલામંદિર,
મોરબી.

* શુઝ
* સ્લીપર્સ
* સેન્ડલ્સ
* ચંપલ્સ

ગુજરાતી નાટ્ય મંડળ તથા
દેવકરણ નાનજી બીલ્ડીંગ્સ

છુટક તથા જથ્થાબંધ ખરીદવાનું ભવ્ય સ્થળ:—

# ડી. એમ. શાહ

પરા બજાર, રાજકોટ.

---

* અમારાં તૈયાર થતાં નવાં પ્રકાશનો *

# ભભૂકતી જ્વાલા

( ત્રીઅંકી નાટક )

લેખક:—ભાઈશંકર એમ. પંડ્યા.

---

સરમુખત્યારોના સ્વાર્થયજ્ઞમાં હોમાતી
માનવતાનું કરૂણ આલેખન

# માનવતાનાં રૂદન

લેખક:—કવિશ્રી કિશોરવેદ

વિશ્વને વિનાશના પંથે ઘસડતી
મહાસત્તાઓની દાનવતાનું દર્શન.